સ્વર્ગવાસી ભાઇશ્રી શામળદાસ શોભારામના સ્મરણાર્થે

પૂજ્ય શ્રી

# રઘુનાથજી સ્વામીનું જીવનચરિત્ર.

લેખક.


મુનિ શ્રી હર્ષચંદ્રજી.

[ દરિયાપુરી સંપ્રદાય. ]



પ્રકાશક

શા. મોહનલાલ શોભારામ

કલોલ ( પ્રાંત કડી. )

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.

સંવત્ ૧૯૭૯. ઇ. સ. ૧૯૨૨.

મૂલ્ય ૮ આના.

# સ્મરણ.

( અપૂર્વ અવસર એવો ક્યારે આવશે—એ રાહ. )

અહો અનૂપમ મહર્ઘ્યં પૂજ્યાત્મન્ મહા !
મહાનુભાવી દિવ્ય સ્વરૂપ વિલાસ જો;
સંભાઈ શું આ અંતર્ઘટમાં પ્રભો !
વિસ્મૃતિ જ્યાં નહિ લેઈ શકે અવકાશ જો. અહો. ૧

અહર્નિશિ યાદી પ્રતિબિંબિત થઇ રહી,
ક્ષણે ક્ષણે તેમાં વિશેષ વિન્યાસ જો;
અધુના એ દિવ્ય પ્રણયમય સ્વરૂપને
નહિ ભૂંસે કદિ પરમ્લાનિત ઉચ્છ્વાસ જો. અહો. ૨

સજ્જન પ્રેમી જે જે આપ સ્વરૂપના,
નથી ભૂલ્યા ક્યારે પણ આપ સ્વરૂપ જો;
અંતર્ પટ માંહે ચિત્રિત તે થઇ રહ્યું,
સ્મરણ રૂપે એ સુંદર હૃદય અનૂપ જો. અહો. ૩

કોઈક ઉચ્ચ ભુવન કે દિવ્ય સ્થાનથી,
ભલે કર્યો આવીને અત્ર નિવાસ જો;
મ્લાનિત જે આ જીવકુસુમો ઉદ્યાનમાં,
વિકસિત કીધાં આપી હાર્દ પ્રકાશ જો. અહો. ૪

ધન્ય પ્રાહુણા! અમ આ ક્ષેત્રે આવિયા!
પલ્લવિત કીધા વર્ષી સત્ય વિચાર જો;
સ્વર્ગીય યંત્રો મધુર રવનાં સ્ફાલીને,
પ્રભુ પ્રણવનો દિધો પ્રમોદ પ્રસાર જો. અહો. ૫

ધન્ય સાધુ જીવનચર્યા શુભ આપની,
શું કહી શકું આપ સ્વરૂપ વિલાસ જો;
ધન્ય દિવસ એ ધન્ય ધન્ય એ સ્થાનને,
ધન્ય એહ કુલ જ્યાંહિ સ્વરૂપ નિવાસ જો. અહો. ૬

અહર્નિશિ યાદી રહેશે આત્મન્ મહા!
પ્રસન્ન કરશે દિલને આપ વિચાર જો;
અન્ય સ્થળે આ દૃષ્ટિ નહીં કહિ ઉડશે,
જોવા હર્ષે આ સૌ વિશ્વપ્રકાર જો. અહો. ૭

# પ્રકાશકનું નિવેદન.

સ્વર્ગવાસી પરમપૂજ્ય મહાત્મા શ્રી રઘુનાથજી સ્વામી સંવત્ ૧૯૭૨ માં કલોલમાં ગતાયુઃ થયા, તે સમયથી જ કલોલનિવાસી કેટલાક શ્રાવકોની એવી મનોભાવના હતી કે પૂજ્ય શ્રી રઘુનાથજી સ્વામીનું વૈરાગ્યમય જીવન જૈન સમાજને અત્યંત ઉપદેશદાતા હોવાથી તે સંબંધી એકાદ પુસ્તક લખાઇને પ્રસિદ્ધ થાય તો બહુ સારૂં. કેટલાક શ્રાવકોએ આ મનોભાવના મુનિરાજશ્રી હર્ષચંદ્રજી પાસે પ્રકટ કરેલી હતી. શ્રી હર્ષચંદ્રજી પૂજ્યશ્રીની પાસે ૨૦ વર્ષસુધી રહેલા અને તેમની લેખનશૈલી રોચક થાય તેવી હોવાથી આ મનોભાવના તેમની પાસે પ્રકટ કરવામાં હેતુ સમાએલો હતો. આ હેતુ સમજીને તથા તેની યથાર્થતાનો સ્વીકાર કરીને તેમણે પૂજ્ય શ્રી રઘુનાથજી સ્વામીના જીવનચરિત્રનું પુસ્તક લખ્યું ને આજે તે લખાયા પછી ઘણે લાંબે વખતે પ્રસિદ્ધ થાય છે.

પૂજ્યશ્રી કલોલમાં ગતાયુઃ થયા હોવાથી કલોલના જ શ્રાવક સમુદાયમાંથી કોઇ એ પુસ્તક પ્રકટ કરે એવો પણ કલોલનિવાસીઓને ઉમંગ હતો તે આજે પાર પડે છે. સ્વર્ગવાસી ભાઇશ્રી શામળદાસના સ્મરણાર્થે આ પુસ્તક અમોએ પ્રસિદ્ધ કર્યું છે અને તેનું જે કાંઇ પડતર મૂલ્ય આવે તે કરતાં ઓછા મૂલ્યે તે વેચવાની તથા કેટલીક જૈન સંસ્થાઓને તે વિના મૂલ્યે આપવાની યોજના અમે કરી છે. ભવ્ય જીવો આ પુસ્તકના વાચન-મનન-નિદિધ્યાસવડે અપૂર્વ લાભ ઉઠાવે એવી અમારી ભાવના છે.

કલોલ.
(પ્રાંત કડી.) } શા. મોહનલાલ શોભારામ.

वैराग्यबोधौ पुरुषस्य पक्षिवत् ।
पक्षौ विजानीहि विचक्षण त्वम् ॥
विमुक्तिसौधाग्रलताधिरोहणम् ।
ताभ्यां विना नान्यतरेण सिद्ध्यति ॥

હે વિચક્ષણ! મુક્તિરૂપી મોટા મહેલની ટોચ ઉપર ચઢવામાં પુરૂષને વૈરાગ્ય અને બોધ એ બે પાંખો છે એમ જાણ. જેમ પક્ષી બન્ને પાંખો હોય તો જ ઉંચે જઇ શકે છે પણ એક પાંખ હોય તો જઇ શકતું નથી; તેમ પુરૂષ વૈરાગ્ય અને બોધ એ બન્ને હોય તો જ મુક્તિને પ્રાપ્ત કરી શકે છે પણ એકલા બોધથી પ્રાપ્ત થઇ શકતો નથી.

વિવેકચૂડામણિ.

# પ્રસ્તાવના.

મહાન પુરૂષો તણાં જીવન ચેતવતાં જનને,
છે આપણુ આધીન કરવું ઉન્નત જીવનને;
ને મૂકી જવી પુંઠે–વિદાયો લેતાં છેલ્લી,
કાળસિંધુ તણી વાળુ વિષે પદપંક્તિ પડેલી.

નરસિંહરાવ.

જગતની પ્રત્યેક વ્યક્તિની વિશિષ્ટતા જાણુવાલાયક હોય છે કારણકે તેમાંથી મનુષ્યોને ઘણું શીખવાનું મળે છે. આ શીખવાનું બધુંએ ગ્રહણ કરવાયોગ્ય કે આચરવાયોગ્ય હોતું નથી. કેટલુંક શીખવાનું દોષોનો ત્યાગ કરવા માટે હોય છે જ્યારે કેટલુંક શીખવાનું ગુણોનું ગ્રહણ કરવા માટે હોય છે. એ પ્રમાણે સર્વ જાણુવાલાયક વસ્તુઓમાંથી એકસરખા પ્રકારનું શીખવાલાયક તત્ત્વ મળતું નથી અને એ બધુંએ શીખવાલાયક તત્ત્વ આચરવાલાયક હોઇ શકતું નથી. જગતમાં તો અનેક પ્રકારનાં મનુષ્યોનાં જીવનચરિત્રો લખાય છે. કોઇ યુદ્ધમાં શત્રુનો સંહાર કરીને યુદ્ધવીર લેખાય છે તો તેની વીરતાનો બોધ જગતને આપવા માટે તેનું જીવનચરિત્ર મનુષ્યોને માટે આવશ્યક મનાય છે. કોઇ વિજ્ઞાનવેત્તા અવનવી શોધક બુદ્ધિથી નવાઇ પમાડનારી શોધો કરે છે તો તે કરવામાં તેને કેટલી ખંત, કેટલો અભ્યાસ, કેટલો ઉદ્યમ ઇત્યાદિ કરવા પડ્યાં તે દર્શાવવા માટે તેનું જીવનચરિત્ર પણ જગત્ ઉપર ઉપકાર કરનારૂં લેખાય છે. કોઇ વિદ્વાન્ પુરૂષ સાહિત્યસેવા બજાવીને પોતાના ગ્રંથરૂપી સ્મારકોવડે જગતને જે અમૂલ્ય વારસો સોંપી જાય છે તેનું જીવન પણ જનતાનું હિત કરનારૂં થઇ પડે છે

કારણકે એનો સાહિત્યસેવક તરીકેનો ગુણ અન્ય જનોને માટે અનુકરણીય થઇ પડે છે. આ ઉપરાંત લૂંટારાઓનાં જીવનચરિત્રો અને વેશ્યાઓનાં કથાનકોની આવશ્યકતા પણ લોકોએ માની છે અને તેવાં ચરિત્રોનાં પુસ્તકો જગતમાંથી મળી આવે છે; પરન્તુ લૂંટારા કે વેશ્યાનાં ચરિત્રોમાં તેમની વિશિષ્ટતાઓ માત્ર જાણવા-લાયક હોય છે પણ આચરવાલાયક હોતી નથી. એક લૂંટારો અસાધારણ બળ ધરાવતો હોય અને તે બળનો ઉપયોગ તે લૂટો ચલાવવામાં કરતો હોય તો તેનું બળ પ્રાશંસ્ય જેવું લેખાય, પણ લૂંટ કરવાનો તેનો ધંધો શીખવા જેવો લેખાતો નથી; છતાં એવાં ચરિત્રો મનુષ્યોને માટે એટલો બોધ તો અવશ્ય આપે છે કે બળનો ઉપયોગ કુમાર્ગે થતાં તે અનિષ્ટ ફળ આપે છે, અને તેથી અનિષ્ટ માર્ગે તેનો ઉપયોગ થવો ન ઘટે. આવા અનેકવિધ પુરૂષોનાં જીવનચરિત્રો જગતમાં લખાયાં છે, જેમાં ધર્મગુરૂઓનાં જીવનચરિત્રોનો પણ સમાવેશ થાય છે. ધર્મગુરૂઓની વિશિષ્ટતાઓ અન્ય મહાન્ પુરૂષોની વિશિષ્ટતાઓ કરતાં કાંઇક જૂદી પડે છે. તેમનો જીવનવ્યાપાર નથી કોઇ ધનોત્પાદક વૈજ્ઞાનિક શોધખોળ માટે થએલો, નથી કોઇ યુદ્ધક્ષેત્રમાં તેમણે શત્રુઓનાં માથાં કાપી યુદ્ધવીર તરીકે નામના કાઢેલી, નથી કાંઇ બધા ધર્મગુરૂઓએ મોટા મોટા ગ્રંથો લખી સાહિત્યસેવા બજાવેલી હોતી; છતાં તેઓ જગતના શોધકો કરતાંએ મોટા શોધક હોય છે, રણક્ષેત્રમાંના શત્રુઓ કરતાં મોટા શત્રુઓના સંહારક તરીકે તેઓ જાણીતા થએલા હોય છે, સાહિત્યની સેવા કરતાંએ અગત્યની સેવાઓ તેમણે બજાવી હોય છે, અને તેટલા માટે તેમનાં જીવનચરિત્રો જગતને માટે વિશેષ હિતકર હોય છે. તેમની શોધો સંસારમાં

મનુષ્યોને શાશ્વત કલ્યાણનો માર્ગ દર્શાવનારી હોય છે, તેમણે સંહાર કામ–ક્રોધ–લોભ–મોહ–મદ–મત્સર નામક ષડ્રિપુઓનો કર્યો હોય છે, અને તેમની સેવા સૂક્ષ્મમાં સૂક્ષ્મ પ્રાણીથી માંડીને ઉચ્ચતમ મનુષ્ય પ્રાણીને અર્થે હોઇ આખા જગતને તેનો લાભ મળવા પામે છે. એક ધર્મગુરૂ આટલો મોટો ઉપકાર કરનાર હોવાથી તેના સદ્દગુણોનું અનુકરણ જગતની પ્રત્યેક વ્યક્તિને માટે લાભકારક થાય એ સ્વાભાવિક છે, તેટલા માટે જ એક અંગ્રેજ લેખક કહે છે કે A sage is the instructor of a hundred ages અર્થાત્ એક સાધુ પુરૂષ સો યુગોનો શિક્ષક છે. ધર્મગુરૂઓ અને સાધુ પુરૂષોનાં જીવનચરિત્રો લખવાની કેટલી આવશ્યકતા રહેલી છે તે આટલા ઉપરથી જ સમજી શકાશે.

પૂજ્ય શ્રી રઘુનાથજી સ્વામી એક સાધુ પુરૂષ તેમજ ધર્મગુરૂ હતા. સ્થાનકવાસી જૈન ધર્મના દરિયાપુરી સંપ્રદાયની ૨૧ મી પાટપર તે સંવત્ ૧૯૪૦ માં પૂજ્ય પદવી પામ્યા ત્યારથી ૧૯૭૨ માં તેઓશ્રી ગતાયુઃ થયા ત્યારસુધીમાં તેમણે સંપ્રદાયની નાકાને કેવા ચાતુર્યથી ચલાવી હતી, ધર્મનો કેવો ઉદ્યોત કર્યો હતો અને જ્ઞાન–તપ તથા વૈરાગ્યવડે સ્વાત્મકલ્યાણ સાધ્યું હતું તેનો ઇતિહાસ તે જ એ મહાન્ પુરૂષનું બાહ્ય તથા આંતર્ જીવન છે. પૂજ્ય શ્રી ધર્મસિંહજીથી એ સંપ્રદાયની શરૂઆત થઇ ત્યારથી પૂજ્ય શ્રી રઘુનાથજી સ્વામીસુધીમાં અનેક અદ્દભુત જ્ઞાન તથા વૈરાગ્યવાળા સાધુઓ તથા આચાર્યો થઇ ગયા છે અને તેમાં પૂજ્ય શ્રી રઘુનાથજી સ્વામી એક અગ્રેસર સાધુ તેમજ આચાર્ય તરીકે એમની જીવનચર્યા ઉપરથી જ દેખાઇ આવે છે. આ ગ્રંથના લેખકે દરિયાપુરી સંપ્રદાયના આદિ પુરૂષથી માંડીને પૂજ્યશ્રી રઘુના-

થજી સ્વામીના જીવનના અંતિમ સમયસુધીનો સંક્ષિપ્ત ઇતિહાસ આલેખ્યો છે અને તેમાં ચારિત્ર્યનાયકનું બાહ્ય તેમજ આંતર્ જીવન યોગ્ય વિસ્તાર સાથે આપ્યું છે, એટલે પૂજ્યશ્રી રઘુનાથજી સ્વામીની એક જૈન સાધુ તેમજ આચાર્ય તરીકેની તુલનાત્મક યોગ્યતા વાચકની દૃષ્ટિમાં તુરત આવ્યા સિવાય રહી શકતી નથી.

પૂજ્ય શ્રી રઘુનાથજી સ્વામીને એકંદરે ૧૧ શિષ્યો થયા, જેમાંના પાંચ શિષ્યો અત્યારે ગતાયુઃ થયા છે, બે શિષ્યો સંપ્રદાયનો ત્યાગ કરી ગયા છે અને જીવંત ચાર શિષ્યોમાંના જ્યેષ્ઠ શિષ્ય શ્રીમાન્ હાથીજી મહારાજ હાલમાં એ સંપ્રદાયનૌકાના મુખ્ય ખલાસી–પૂજ્ય પદવીધર છે. તેઓશ્રીનો પટ્ટાભિષેક સંવત્ ૧૯૭૨ માં વઢવાણ શહેરમાં ભારે ધામધુમ સાથે થયો હતો, જે સમયે સાધુ–સાધ્વીઓ તથા શ્રાવક–શ્રાવિકાઓ સારી સંખ્યામાં એ ઉત્સવમાં ભાગ લેવાને આવી પહોંચ્યાં હતાં. વઢવાણ શહેરના શ્રાવકોએ મ્હેમાનોનું આતિથ્ય ઉત્તમ પ્રકારે પૂર્ણ સ્નેહપૂર્વક કર્યું હતું. તેઓશ્રી પૂજ્ય પદવીપર બિરાજ્યા પછી સંપ્રદાયમાં સર્વ પ્રકારની સમાધાની તથા સુસ્થિતિ ચાલી રહી છે.

મુનિ શ્રી હર્ષચંદ્રજી આ ચારિત્રગ્રંથના લેખક છે. પૂજ્ય શ્રી રઘુનાથજી સ્વામીના શિષ્યોમાંના જ એક લેખકને હસ્તે એ મહાપુરૂષનું જીવનચરિત્ર લખાય તે જેટલું યોગ્ય છે તેટલું ભાગ્યે જ બીજું કાંઇ યોગ્ય લેખાશે. ગુરૂ–શિષ્યનો સંબંધ પવિત્ર હોવા ઉપરાંત પૂજ્ય–પૂજકનો, સેવ્ય–સેવકનો પણ હોય છે એટલે ગુરૂની જીવનરેખાઓ દોરતાં એક શિષ્ય ગુણાનુરાગમાં આકર્ષાય એવો સંભવ છે. મુનિ શ્રી હર્ષચંદ્રજીના લક્ષની બહાર એ સંભવ ગયો નથી. તેમણે જીવનકથા લખતાં સવિનય જણાવી દીધું છે કે પૂજ્યશ્રીના

જીવનની જે છાપ પોતાપર પડી હતી તે છાપનું પ્રતિબિંબ કાગળપર પાડતાં તેમણે બહુ સંયમ, ન્યાય, સત્ય તથા સાવધાનતાનું આલંબન કર્યું છે, એટલે એક ગુણાનુરાગી શિષ્યે પોતાના ગતાયુઃ થએલા ગુરૂવરની પ્રશસ્તિરૂપે આ ગ્રંથ લખ્યો નથી, પરન્તુ તેમની જીવનકથા ઉપર યોગ્ય દષ્ટિબિંદુએથી વિવિધ ન્યાયસાધન દ્વારા પાડવામાં આવેલો પ્રકાશ માત્ર છે. એ પ્રકાશમાં કોઇને ગતાયુઃ પૂજ્યશ્રીના સદ્ગુણોનું અનુકરણીય પરિશીલન દેખાઇ આવશે, તો કોઇને એ મહાપુરૂષની કોઇ પ્રકારની ત્રૂટિઓ પણ દેખાઈ આવશે. તાત્પર્ય એ છે કે જનસમાજને ઉપયુક્ત થાય એવા દૃષ્ટિબિંદુથી આ જીવનચરિત્ર લખાયું છે, કેવળ પ્રશસ્તિ કરવાનો આશય તેમાં ધારણ કરવામાં આવેલો નથી અને એક ભક્ત તથા શિષ્યની લેખિનીમાંથી એ જીવનચરિત્ર ઉતર્યું હોવા છતાં યથાસ્થિત વસ્તુ-સ્થિતિનું દર્શન કરાવવાનો પ્રયાસ લેખકે કર્યો હોવાથી જગત્ની બહુવિધ તુલનાત્મક ન્યાયદષ્ટિને વિશિષ્ટતાઓ ઉપરાંત ત્રુટિઓ પણ દેખાવાનો સંભવ છે. એવી ત્રુટિઓ હોય તો તેને સુંદર આવ-રણ તળે ગુપ્ત રાખવાનું કાર્ય લેખકને અનુચિત લાગ્યું છે. એ પ્રકારે જીવનચરિત્રનો આ ગ્રંથ અત્યુક્તિના દોષને પાત્ર ઠરે તેમ નથી.

લેખકનો આ પ્રકારનો સંયમ આ પુસ્તકપરથી પણ દેખાયા વિના રહેતો નથી મુનિ શ્રી હર્ષચંદ્રજીએ પૂજ્યશ્રી રઘુનાથજી સ્વામીની સાથે સતત પરિચયમાં ૨૦ વર્ષો ગાળ્યાં છે એટલે પૂજ્યશ્રીનું જીવનચરિત્ર લખવાનું કાર્ય તેમને માટે જેટલું ન્યાય્ય તથા સુઘ-ટિત છે તેટલું અન્ય કોઇને માટે નથી. પૂજ્યશ્રીના સંબંધમાં લખા-એલી કે કથાએલી થોડી વાતોને આધારે તેમનું જીવન અન્ય કોઇ સ્વલ્પ પરિચયવાળી વ્યક્તિથી લખાય, તે કરતાં વિશેષ ગુણ-

વત્તા પૂજ્યશ્રીના સતત પરિચયથી એક શિષ્યને હાથે યોગ્ય ન્યાય તથા સંયમપૂર્વક લખાય તેમાં જ રહેલી છે. મુનિ શ્રી હર્ષચંદ્રજીએ સંવત્ ૧૯૫૨ ના કાર્તિક વદી ૮ ને રોજ પ્રાંતીજમાં દીક્ષા લીધી હતી અને પ્રાંતીજના શ્રાવકોએ એ દીક્ષોત્સવ ઉપર ધનવ્યયમાં તથા ધામધૂમમાં સારો ઉત્સાહ તથા ભક્તિભાવ પ્રદર્શિત કર્યો હતો. પૂજ્ય શ્રી રઘુનાથજી શ્રી હર્ષચંદ્રજી પ્રત્યેક અત્યંત લાગણી ધરાવતા હતા અને એ લાગણી તેઓશ્રી શ્રી હર્ષચંદ્રજીને ઉપદેશદાનમાં તથા અભ્યાસ કરાવવામાં દર્શાવી રહ્યા હતા. અન્ય શિષ્યોમાંના કોઇ કોઇ પૂજ્યશ્રીની સાથે વિહાર કરતા, તેમજ છૂટા પણ વિચરતા, પરન્તુ શ્રી હર્ષચંદ્રજીને પૂજ્યશ્રીએ કદાપિ છૂટા નહિ રાખતાં પોતાની પાસે જ રાખી અભ્યાસ કરાવ્યો હતો. તેમની અધ્યયન પ્રત્યેની ખંતથી તેમણે ઉત્તરાધ્યયન, દશવિકાલિક, સૂયગડાંગ અને આચારાંગનાં કેટલાંક અધ્યયન મુખપાઠ કર્યાં હતાં અને સંસ્કૃત, ફારસી તથા અંગ્રેજી ભાષાઓનો અભ્યાસ કર્યો હતો. આજે એ ભાષાઓનું જ્ઞાન તેમને જૂદી જૂદી ભાષાનાં તાત્ત્વિક ગ્રંથોનું વાચન-મનન કરવામાં સારી રીતે સાહાય્ય કરી રહ્યું છે. પૂજ્ય મહારાજની કેળવણીથી તેમજ તેમના સતત પરિચયથી મુનિ શ્રી હર્ષચંદ્રજીના સાધુજીવન ઉપર અનેક પ્રકારની શુભ અસરો પેદા થઇ છે, અને એ નૈતિક ઋણ તેમણે પોતાના ગુરૂનું જીવનચરિત્ર સમાજની સમક્ષ રજુ કરીને સર્વાંશે તો નહિ પણ કેટલેક અંશે ફેડયું છે. આ ગ્રંથના લેખકનો પૂજ્યશ્રી સાથેનો શિષ્ય તરીકેનો સતત સંબંધ પણ પૂજ્યશ્રીના જીવનનું એક અગત્યનું પ્રકરણ છે પરન્તુ એ પ્રકરણનું નિદર્શન કરવા જતાં આત્મશ્લાઘા કે અત્યુક્તિ થવાની આશંકાથી તેમણે આ ગ્રંથમાં તત્સંબંધે કશું

આલેખન કર્યું જણાતું નથી. વસ્તુતઃ પૂજ્ય શ્રી રઘુનાથજી સ્વામીનું જીવનચરિત્ર મુનિ શ્રી હર્ષચંદ્રજીએ લખીને જૈન સમાજ ઉપર એક પ્રકારનો ઉપકાર કર્યો છે અને જૈનસમાજ આ ચારિત્રગ્રંથના નાયકનું બાહ્ય તેમજ આંતર્ જીવન સારી પેઠે અંતર્માં ઉતારશે તો લેખકના પ્રયાસને સફળતા મળેલી લેખાશે.

જૈન સાધુઓનાં જીવનચરિત્રો લખવાની આવશ્યકતા હવે સ્વીકારાવા લાગી છે અને તેવા ગ્રંથોમાં ચારિત્ર્યનાયકની વિશેષ પ્રસિદ્ધિનો નહિ પરન્તુ ભવ્ય જીવોને પોતાનાં કર્તવ્ય કર્મોનું માર્ગ-સૂચન કરવાનો હેતુ રહેલો હોય છે. આ દિશાએ સ્થાનકવાસી જૈન લેખકો તેમજ મૂર્તિપૂજક જૈન લેખકો તરફથી કેટલાક યત્નો થયા છે. જીવનચરિત્રના લેખકનું કાર્ય રાજાના ગુણાનુવાદ કરનાર ભાટના જેવું નથી જ, એટલે પોતાના પ્રિયજનો કિંવા પૂજ્ય વ્યક્તિઓમાં અછતા ગુણોનું આરોપણ કરનારાઓ સમાજ ઉપર ઉપકાર કરવાને બદલે હાનિ કરનારા નિવડ્યા છે, એટલુંજ નહિ પણ તેઓ સમાજની હાંસીને પાત્ર પણ બન્યા છે. કેટલાકોએ અતિ ભક્તિવિવશ બનીને ચારિત્રનાયકને દેવકોટિમાં મૂકી દેવાના યત્નો પણ કરેલા છેઃ પરંતુ આ પ્રકારના યત્નોથી મુનિ શ્રી હર્ષચંદ્રજીનો યત્ન બહુ જૂદો પડે છે. પોતાપર પૂજ્ય શ્રી રઘુનાથજીએ કરેલા ઉપકારોનું વિસ્તૃત વિવેચન આ ગ્રંથમાં કરવાનો તથા એ રીતે તેમના યોગ્ય ગુણોનું પ્રકટીકરણ કરી પોતાનો આર્દ્ર મનોભાવ વ્યક્તિગત રીતે દર્શાવવાનો તેમનો ન્યાય્ય અધિકાર હતો, પરન્તુ એ અધિકારનો ઉપભોગ પણ તેમણે કર્યો નથીઃ એટલે અતિશયોક્તિ થઇ જવાની આશંકા-પૂર્વક તેમને હસ્તે ન્યૂનોક્તિ થવા પામી હોય એવું સહજ માની શકાય છે.

મુનિ શ્રી હર્ષચંદ્રજીએ લખેલું પુસ્તક આ પહેલું જ પ્રસિદ્ધ થાય છે, એટલે તેમણે પોતાની લેખિનીનો સૌથી પહેલો ઉપયોગ પોતાપર અગણિત ઉપકાર કરનાર ગુરૂવર્યનું જીવન સમાજની સમક્ષ રજુ કરવામાં જ કરીને યથાયોગ્ય મંગલાચરણ કરેલું લેખાશે. એ મંગલાચરણ એક એકથી ચડતા અન્ય ગ્રંથો તૈયાર થવાના નિમિત્તભૂત અને અને સમાજને એ રીતે લાભ થવા પામે એટલી આશા સાથે આ પ્રસ્તાવનાની પૂર્ણાહુતિ કરૂં છું.

અમદાવાદ.<br>
સં. ૧૯૭૮, આશ્વીન વદી ૧૩.<br>
(ધનત્રયોદશી.)

ચુનીલાલ વર્ધમાન શાહ.



# અનુક્રમણિકા.



| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| સંપ્રદાયનો આદિ પુરૂષ... ... ... ... | ૧ |
| શ્રીમાન્ ધર્મસિંહ સ્વામીના અનુજો ... ... | ૨૬ |
| શ્રીમાન્ રઘુનાથજી સ્વામી ... ... ... | ૪૬ |
| પૂજ્ય પદવી ... ... ... ... ... | ૫૯ |
| જીવનનો અંતીમ સમય... ... ... ... | ૮૨ |
| આન્તર્ જીવન ... ... ... ... | ૯૨ |
| પરિશિષ્ટ ... ... ... ... ... | ૧૧૬ |



# શુદ્ધિપત્ર.



[ આ હેઠળ જે અશુદ્ધિ તથા શુદ્ધિ આપેલી છે તે બધી અશુદ્ધિઓ આ પુસ્તકની બધી પ્રતોમાં રહી નથી. અશુદ્ધિઓ જણાઇ આવતાં પાછળથી સુધારો કરી નાંખવામાં આવેલો છે; છતાં કેટલીક પ્રતોમાં તે રહી ગઇ છે એટલે અત્ર બધી અશુદ્ધિઓનું શુદ્ધિપત્ર બધીએ પ્રતોમાં છાપેલું છે. ]

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧ | શ્લોક | **धर्मोपदेशा** | **धर्मोपदेशका** |
| ૪૨ | ૮ | આર્યા– | આર્યોની– |
| ૪૩ | ૩ | આર્યા– | આર્યો– |
| ૪૭ | ૫ | બન્ને | બન્નેને |
| ૫૫ | ૨૦ | મેશ્રી | મેથા |
| ૬૩ | ૫ | ન ભળવાની આશાથી | ભળવાની આશાથી |
| | | ન આવ્યાં | જ આવ્યાં |
| ૬૪ | ૪ | ટકાઓ | ત્રૂટિકાઓ |
| ૭૩ | ૮ | સાધુ | વ્યક્તિ |
| ૮૪ | ૨૦ | એવો | એનો |
| ૧૦૦ | ૨૪ | પૂરછવાનું | પૂછવાનું |



ॐ

# પૂજ્ય શ્રી રઘુનાથજી સ્વામીનું જીવનચરિત્ર.

## પ્રકરણ ૧ લું.

### સંપ્રદાયનો આદિ પુરુષ.

જે સંપ્રદાયમાં આપણા ચારિત્ર્યનાયક પૂજ્ય શ્રી રઘુનાથજી સ્વામી હતા, તે સંપ્રદાયની વિશિષ્ટતાનું દર્શન સર્વથી પહેલાં કરવું એ આવશ્યક છે. આ સંપ્રદાયની વિશિષ્ટતાનું જ્ઞાન મેળવવાને આપણી દૃષ્ટિ સ્વાભાવિક રીતે જ તેના આદિ પુરુષ તરફ દોડે છે. આદિ પુરુષ, તેનું જ્ઞાન, તેનું ચારિત્ર્ય, તેનો ઉપદેશ એ આખા સંપ્રદાયરૂપી તરૂવરનું મૂળ છે. જેટલું આધ્યાત્મિક બળ આદિ પુરુષમાં વિશેષ હોય છે તેટલો વિસ્તાર, તેટલી દૃઢતા, તેટલી ચિરંજીવિતા તેના સંપ્રદાયની વિશેષ થાય છે. હેમચંદ્રાચાર્યે કહ્યું છે કે—

**महाव्रतधरा धीरा भैक्ष्यमात्रोपजीविनः ।**
**सामायिकस्था धर्मोपदेशका गुरवो मताः ॥**

અર્થાત્—મહાવ્રતને ધારણ કરનાર, ધીર, ભિક્ષામાત્રથી વૃત્તિ કરવાવાળા, હમેશાં સામાયિક વ્રતમાં જ રહેનારા અને બીજાના હિતને અર્થે ધર્મોપદેશ કરનારા 'ગુરૂ' એ કહેવાય છે. પોતાના

આત્માના તથા જનસમાજના હિતને અર્થે યત્નાપૂર્વક જીવન વ્યતીત કરનારા આવા ગુણોથી યુક્ત ગુરૂઓ જગતમાં થોડા છે અને એવા ગુરૂઓના પણ આચાર્ય કે જે **पंचविहं आयारं आयरमाणा तहा पयासंता आयारं दंसंता** અર્થાત્-જે પાંચ પ્રકારના આચારને આચરે છે, પ્રકાશે છે અને ઉપદેશે છે-તે તો ગુરૂઓથી પણ વીરલ નીવડે છે. સફળતાપૂર્વક આચાર્યપદને જાળવી તેનો સદુપયોગ કરનારા અને તદર્થે ખલ જનો તરફથી કષ્ટ પડે તોપણ તે વેઠીને તેમનો ત્યાગ કરી સુખ માનનારા આચાર્યો જગતને કોઇ જ વાર ઉપલબ્ધ થાય છે.

શ્વેતામ્બર સ્થાનકવાસી જૈન ધર્મના દરિયાપુરી સંપ્રદાયના આદિ પુરૂષ શ્રીમાન્ ધર્મસિંહ સ્વામી હતા. જૈન ધર્મના સર્વ ફીરકાઓમાં તેમનું નામ જાણીતું છે. તેમનો જન્મ વિક્રમના સત્તરમા શતકમાં થયો હતો. કાઠિયાવાડના સુપ્રસિદ્ધ જામનગર નામે શહેરમાં વણિક જિનદાસ નામનાં ગૃહસ્થ શ્રાવક અને તેમનાં પત્ની શિવાબાઇ નામના વ્રતધારી શ્રાવિકાના તે પુત્ર હતા. એ દંપતી જેવું જૈન ધર્મ પ્રત્યે પ્રેમી હતું, તેથી અધિક પ્રેમી તેમના પુત્ર ધર્મસિંહ હતા.

એ સમયે જામનગરમાં લુંકાગચ્છીય યતિઓ ઉપાશ્રયમાં રહીને શ્રાવકોમાં ધર્મોપદેશ આપવાનું કાર્ય કરી રહ્યા હતા. પૂજ્ય પદવીપર પૂજ્ય રત્નસિંહ સ્વામીના શિષ્ય શિવજી સ્વામી હતા. તેમનું વ્યાખ્યાન સાંભળવાને હમેશાં અનેક સ્ત્રી પુરૂષો ઉપાશ્રયમાં આવતાં, તેઓમાંના એક જિનદાસના પુત્ર ધર્મસિંહ પણ હતા. ધર્મસિંહને જિનેંદ્રની વાણીનું રહસ્ય સાંભળી ઉંડા વિચારો આવવા લાગ્યા. ગત જન્મના સંસ્કારે આંતર્ જીવનને જાગૃત કર્યું. ધર્મસિંહની વય તે સમયે પંદર વર્ષની હતી, છતાં પૂર્વ સંસ્કારના યોગે તેમનું હૃદય વૈરા-

ગ્યથી રંગાયું. તેમણે પિતા પાસે દીક્ષા લેવાની આજ્ઞા યાચી. પિતાએ આનાકાની કર્યા પછી દીક્ષા લેવાની પરવાનગી આપી અને તે સાથે પોતે પણ દીક્ષા ગ્રહણ કરવાનો નિશ્ચય કર્યો. ઉભયે દીક્ષા ગ્રહણ કરી. પૂજ્ય શ્રી શિવજી સ્વામીએ દીક્ષા આપ્યા પછી ધર્મસિંહ સ્વામીને જિનાગમોનું અધ્યયન કરાવવું શરૂ કર્યું. થોડા સમયમાં જ ધર્મસિંહ સ્વામીએ બધુંએ જૈન સાહિત્ય તપાસી લીધું. ભાષા, સાહિત્ય, ન્યાય, વેદાંત ઇત્યાદિના મજબૂત પાયા સાથે તે પૂર્ણ જિનાગમ સર્વ સાપેક્ષક, સર્વ નયવિશિષ્ટ, અને સારામાં સારૂં સમજ્યા.

સાધુજીવનના પડી ગએલા ચીલામાં દોરાયે જનારનાં નેત્રો ઉપર પણ જ્યારે વિદ્યુતનો તેજસ્વી ચમકારો થાય છે, ત્યારે તે ઝબકી ગયા વિના રહેતો નથી, તેવી જ રીતે ધર્મસિંહ સ્વામીના સંબંધમાં બન્યું. જિનાગમોનો સારો અભ્યાસ કરવાની સાથે તેમના મનમાં જીવનના ઉદ્દેશનો ગંભીર પ્રશ્ન ઉપસ્થિત થયો. જેમ જેમ નિર્ગ્રંથ પ્રવચનમાં અભ્યાસ આગળ વધતો ગયો, તેમ તેમ હૃદય ઉચ્ચસ્પર્શી થવા લાગ્યું, સાચા મુનિધર્મનું ભાન થવા લાગ્યું, તેમજ અયુક્ત રીતિથી મુનિધર્મ પાળનારાઓથી દૂરસ્થ થવાની ઇચ્છા ઉદ્ભવવા લાગી. તેમણે અંતરૂમાં વિચાર્યું તો લાગ્યું કે જે કાંઇ હાલમાં ચાલે છે તે મુનિધર્મની ઘટના નથી. જૈન ધર્મના નાના મોટા ગચ્છો અને સંપ્રદાયોમાં તેમણે દીર્ઘ દૃષ્ટિથી જોયું તો માલૂમ પડ્યું કે સર્વત્ર થોડા યા વધારે અંશે સ્વચ્છંદિતા પ્રસરી ગઇ છે. પ્રભુના માર્ગની લુપ્તતાનાં જ એ ચિન્હો હોય એવું તેમને લાગ્યું અને હૃદયમાં ખેદની જ્વાળાઓ પ્રકટ થવા લાગી. જ્યારે આ ગચ્છની શરૂઆત થઇ, ત્યારે આમાંના જ મુનિઓ ( યતિઓ ) કેવો ઉગ્ર મુનિધર્મ પાળતા હતા અને વખતના વહન સાથે સ્થિતિ

કેટલી બધી નિર્બળ-અસંતોષકારક થઇ પડી છે, એનો ખ્યાલ ધર્મસિંહજીને આવ્યો અને મુનિધર્મનું પુનરૂદ્દીપન કરવાની ઇચ્છા-રૂપી ચીણગારી તેમના મનમાં જન્મ પામી.

કોઇ પણ સંપ્રદાયની શરૂઆતમાં સામાજિક બળ એટલું હોતું નથી, કે જેટલું બળ તે વખતના વહેવા સાથે પકડે છે. તેવી જ રીતે પ્રારંભમાં જે ધર્મમાં રહસ્ય, ગહનતા તથા દિવ્યતા હોય છે તે લાંબા વખત પછી રહેવા પામતાં નથી. આવો અબાધિત નિયમ હોવાથી જ કાળે કાળે ધર્મ કે સંપ્રદાયમાં પુનરૂદ્દીપન કરનારા પુરૂષો જન્મે છે. ગીતામાં શ્રી કૃષ્ણે કહ્યું છે કે **धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे,** તેમ કાળે કાળે ધર્મની અંદર પ્રવેશેલી શિથિ-લતા ટાળવાને મહાપુરૂષો અવશ્ય જન્મે છે. લુંકા ગચ્છના પ્રારંભમાં મુનિધર્મની ઉગ્રતા બહુ હતી, પરન્તુ ધીમે ધીમે તેમાં એટલી શિથિલતા આવી ગઇ કે શ્રીમાન્ ધર્મસિંહ સ્વામીને તેથી બહુ લાગી આવ્યું. માનવી માત્ર પતનશીલ છે. ઉંચે ચડવામાં તો તેને યત્ન કરવો પડે છે, પરંતુ નીચે પડવાનું તો કેવળ સ્વાભાવિક છે; એટલે શિથિલતાના રંગો મનુષ્યને એટલા પ્રિય થઇ પડે છે કે એકવાર તેની સ્પર્શના થઇ એટલે પછી તેનાથી છૂટવાનું તેને માટે બહુ મુશ્કેલ થઇ પડે છે. યતિઓ શિથિલતામાં મસ્ત અને સુસ્ત બની ગયા હતા. ઉગ્રવિહારી થવું, પરિગ્રહરહિત રહેવું, મુનિધર્મ પ્રમાણે ભિક્ષાચરિકા કરવી, ઉપાશ્રયમાં મમત્વ ન કરવો વગેરે ધર્મોમાં શિથિલતાએ મોટો મુંઝારો ઉત્પન્ન કર્યો હતો. શ્રીમાન્ ધર્મ-સિંહને આવી સ્થિતિમાં રહેવું એ ખરેખર દુઃખકર થઇ પડયું. "ક્યાં પ્રભુનો આજ્ઞાધર્મ અને કયાં હાલની અવ્યવસ્થા ? શા ઉદ્દેશથી આ ત્યાગ લેવાની વૃત્તિ અને કયાં આ વ્યવહારની વર્તના ?

ક્યાં પૂર્ણ પ્રાબલ્યને મેળવવામાં તૈયાર થયેલી વૈરાગ્યનિષ્ઠ તીવ્રાભિલાષા અને ક્યાં નબળાઇ પકડીને પડી રહેવાની સુખેષણા ?" આવા આવા વિચારોએ તેમના મગજને હચમચાવી માર્યું. છેવટે તેમણે નિર્ણય કર્યો કે ગમે તે થાઓ, પણ પુરૂષાર્થ કરવો; જો સંસારત્યાગ કરવામાં ભૂલ ન જ કરી હોય તો જરૂર સિંહ સમાન તૈયાર થવું જોઇએ.

શ્રીમાન્ ધર્મસિંહ સ્વામીએ ગુરૂની પાસે આવી હસ્તસંપુટ શિર્ષાગ્રસુધી લઇ જઇ વિનયપૂર્વક જણાવ્યું: "આપ ગુરૂ છો. આપ મારૂં સર્વસ્વ છો; પણ કહ્યા વિના ચાલે તેમ હૃદયને ન લાગવાથી આપશ્રીને નિવેદન કરૂં છું કે આપણી સાંપ્રદાયિક સ્થિતિ હાલમાં ઘણી ઢીલી પડી ગઇ છે. આગમોદ્વારા જો જોઇએ છીએ તો આપણે મુનિઓ જ ન કહેવાઈએ. આપણામાં પ્રભુ આજ્ઞા પ્રમાણેની વર્તના જ નથી. આ વિષયને બરાબર જો કહીએ તો આપણે કહેવું જોઇએ કે આપણે મુનિ–યતિધર્મથી ઘણા વેગળા વસીએ છીએ. આપણું નિદાન લક્ષ્ય તદ્દન ફરી ગયું છે. જગત્ આગળ આપણે મુનિ તરીકે ગણાતા હોઇશું, પણ આપણાં અંતઃકરણને આપણે જો પૂછીશું તો આપણને તે ના કહેશે એમાં જરા પણ શંકા નથી. તો હું આપ પ્રભુને એવી નમ્ર અરજ કરૂં છું કે આપ પોતે હવે આ માર્ગને ફરીથી ઉત્તેજિત કરો. આપ પોતે હસ્તીસ્વરૂપ પોતાની મેળે જ ઊભા થાઓ. જેમ શરૂઆતમાં આ માર્ગ ઉદ્યોતક ને પ્રભાવક થઇ પડચો હતો, તેમ જ હવે આપ પોતે જો કરશો તો થઇ શકશે, એમાં જરા સંદેહ નથી. અમો આ સર્વ યતિઓ આપની આજ્ઞા નીચે મૂળ મુનિધર્મની પ્રણાલિકા પ્રમાણે વિચરીશું. જગત્ આગળ યથાતથ્ય માર્ગનો પડદો પડતાં જરૂર જગત્–જન-

સમૂહ સત્ય માર્ગપર આવવા ખેંચાશે, ને જે ઉદ્દેશ આપણા સર્વનો આપણા હૃદયમાં હતો તે સર્વ સફળ થશે."

ગુરૂશ્રીએ શ્રીમાન્ ધર્મસિંહના સર્વ વિચાર સાંભળી મનદ્વારા મનન કરી ઉત્તરમાં જણાવ્યું: "ધર્મસિંહ! તમો સર્વ જાણો છો કે આ લુંકા ગચ્છીય પૂજ્ય પદવીપર હાલની પરિસ્થિતિ જોતાં કેટલો બધો બોજો રહ્યો છે, ને કેટલી બધી ગુંચવણવાળી સ્થિતિ છે. એ સર્વ દૂર કેવી રીતે કરી શકાય? તથાપિ તમારા સર્વ વિચારનું મનન કરતાં હૃદયને ઉંડું લાગ્યા વિના રહેતું નથી. હૃદય સાથે ઉંડો વિચાર કરીએ તો જણાશે કે આ પંચમ આરાની વ્યાપી ગએલી વિષમતામાં મુનિધર્મ પાળવો અતિ દુષ્કર છે. આજકાલ મુનિધર્મની સર્વ કોઈ વ્યાખ્યા કરે છે, પણ વર્તનામાં સર્વ સ્થળે શિથિલતા ખુલ્લી આંખે જણાઇ આવે છે. પ્રભુ મહાવીરે પોતે જ શ્રીમુખેથી પંચમ કાળમાં દુરનુપાલનતા જણાવી છે, માટે અહો શિષ્ય! એ વિચારને ભૂલી જાઓ, ને હાલ જે સ્થિતિ છે, તે આપણા જેવા માટે સાનુકૂળ છે એમ સમજી અંતરના આગ્રહને મૂકી દ્યો.

શ્રીમાન્ ધર્મસિંહે આ સર્વ સાંભળી ક્ષણભર વિચારી ફરીથી વિચારો ઉપદર્શિત કર્યા: "અહો! પ્રભો! દયાળો! આપશ્રી જે કાંઇ કહો છો તે આપની દૃષ્ટિમાં ઠીક હશે, પણ આજથી આવી નબળી બાજુની તરફેણમાં આ વાર્ત્તાને મૂકશો, તો પછી એક-વિંશ હજાર વર્ષ સુધી મુનિધર્મની વ્યવસ્થા કેમ રહેશે? આપ જેવા સમર્થ ને સિંહ સમાન પૌરૂષધારક જો નબળાઇ પકડશે તો સિંહ શિયાળમાં નહિ ગણાય શું? ગુરો! સબળ માણુસ જો નિર્બળ

થાય, તો નિર્બળ જનનો શો દોષ જોવો ? અગ્નિ જો શીતળ પડે તો પાણીમાં શું ઉષ્ણુતા આવશે ? પ્રકાશ જો પોતે અંધકારના રૂપમાં બદલાઇ જાય તો અંધકાર શું પ્રકાશ કરશે ? જો કાંઇ લાગતું હોય તો હૃદયને એટલું જ લાગે છે કે આજે આ પામર જીવો ખરેખર બીચારા જ્ઞાન વિના—સત્ય સમજણ વિનાના અજ્ઞ જીવો જ્યાં ત્યાં સત્ય ધર્મ શોધવા અથડાય છે, તેઓને આપ જેવા વિના કોણ સાચા રસ્તે ચડાવશે ? તેઓને રક્ષા નીચે દટાઇ ગએલ અગ્નિ જેવા ધર્મને બતલાવનારની જરૂર છે. આપ ગુરૂ છો, ને હું શિષ્ય છું, એ વૃત્તિ મારા હૃદયમાં હજી પ્રદીપ્ત છે, પણ આપશ્રી મૂળ ધર્મ-પર આવી પરિગ્રહ મમત્વ ત્યજી, ફરીથી દીક્ષા અંગીકરો એમ ઇચ્છું છું."

ગુરૂશ્રીએ સર્વે વૃત્તાન્ત હૃદયમાં ઉતાર્યો. વસ્તુસ્વરૂપ તદ્દન સત્ય હતું એ વાર્તા ખુલ્લી છે, પણ તેમ વર્તવું એ હૃદયને બહુ દુર્ઘટ લાગ્યું. પ્રકૃતિમાં સ્વાભાવિક સુખેચ્છા રહી છે, ને તેમાં સંયોગ મળે તો પછી ત્યજવું ઘણું દુષ્કર છે. પ્રકૃતિની એ જ અનંતતા જણાય છે. તે હૃદયમાં વિચાર કરવા લાગ્યા કે, " ખરેખર ધર્મ-સિંહ ઘણો સમર્થ છે, ઘણો સુજ્ઞ ને વિચારશીલ છે. જો ગચ્છમાં રહે તો તે ઘણો ઉપયોગી ને પૂજ્ય પદવીને લાયક બની શકે તેમ છે. પણ ક્યાં આ ગચ્છ, ને ક્યાં મૂળ મુનિધર્મ સંબંધી વિચાર ? તેનું હૃદય તદ્દન શુદ્ધ માર્ગને જોવા ઇચ્છે છે. હું તેને સંપ્રદાયમાં રાખવા ઇચ્છું છું, ત્યારે આ તેને દુઃખરૂપ ભાસે છે ! થોડા વખત માટે આશા આપું ને કદાચ જો રહે તો સારૂં ! "

ગુરૂશ્રીએ શ્રીમાન્ ધર્મસિંહ સ્વામીને પ્રકટ રીતે કહ્યું કે: " હું એમ કહેવા ઇચ્છું છું કે આ ચતુર્વિધ સંઘને તમારા જેવા સમ-

થૈની જરૂર છે, ને તમો જો પોતે આ સંઘને ચલાવો તો ઇષ્ટ છે. એ વાર્તા જો અનુકૂળ ન લાગે તો પછી તમો જે ઇચ્છા રાખો છો તેમ, પણ હમણાં થોડા વખતસુધી રાહ જુઓ. મારાથી બની શકશે તો તે વખતે હું તૈયાર થઇશ, નહિતો પછી તમોને રજા આપીશ." શ્રીમાન્ ધર્મસિંહ સ્વામીએ થોડા વખત માટે જે ગુરૂ અનંત ઉપકારક છે, તે ગુરૂ ભવિષ્યમાં ગુરૂ રહે તો સારૂં જાણી સબુરી પકડી લીધી. ઉદાર દિલથી એ વાર્તા સસ્નેહે સ્વીકારી તે પોતાના કાર્યમાં પ્રવૃત્ત થયા.

શ્રીમાન્ ધર્મસિંહ સ્વામી એવી આશા રાખીને તદ્દન બેસી રહ્યા નહિ હતા. એમ કહેવાય છે કે તેટલા વખતમાં આગમોપર સ્તબક ( ટબો ) ભરવો તેમણે શરૂ કર્યો. સ્તબક લખવાનીએ જરૂર હતી. જનસમૂહ ઘણો અજ્ઞ છે, ને જડ છે. તેઓની અસંસ્કૃત બુદ્ધિને સરલ પ્રાકૃત–ચાલુ ભાષાની જરૂર છે. જો ચાલુ ગુજરાતી ભાષામાં, મૂળમાં ને વૃત્તિમાં રહેલા અર્થને મૂકવામાં આવે તો તે ઘણું ઉપકારક થઇ પડે, ઘણી સહેલાઇથી સૂત્રમાં રહેલ પ્રભુકથિત અર્થને જિજ્ઞાસુઓ સમજી શકે કારણકે મનુષ્યોની બુદ્ધિ ઘણી જાડી ને કુંઠિત થતી જાય છે. તેમાં પાછી હૃદયની અસંસ્કારિતાને લીધે વક્રતા વધતી જાય છે.

આ આશયથી હૃદયમાં પૂર્ણ વિચાર કરી કેટલાએક આગમોના મૂળપર તેમણે મૂળસ્પર્શી ( મૂળ સૂત્રને સ્પર્શ કરતા ) અર્થ પૂરી દીધા. ભગવતીજી, પ્રજ્ઞાપનાજી, જીવાભિગમજી, ચંદ્રપજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ સિવાય બત્રીશમાંનાં સત્તાવિશ સૂત્રોપર તેઓએ અર્થ પૂર્યા છે. આ ઉપરાંત તેમણે કેટલાંક બીજાં પુસ્તકોને સંક્ષેપમાં ઉપયોગ થવા માટે બનાવી લખ્યાં છે. સમવાયાંગની હુંડી ( સમવા-

યાંગનો સર્વ સાર ટૂંકમાં), એ પ્રમાણે ભગવતીનો યંત્ર, પ્રજ્ઞાપનાનો યંત્ર, સ્થાનાંગનો યંત્ર, રાજપ્રશ્નીયનો યંત્ર, જીવાભિગમ, જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ, ચંદ્ર ને સૂર્ય પ્રજ્ઞપ્તિ, આ સર્વેનું એક જ પુસ્તક સારરૂપે, સૂત્રસમાધિ, વ્યવહારની હુંડી, દ્રૌપદીની ચર્ચા, સામાયિક ચર્ચા, સાધુ સમાચારી, એ સર્વ પોતે લખી મૂકી ગયા છે. આ સિવાય અન્ય પ્રકીર્ણ (જે હાલ અનુપલબ્ધ છે પણ નામ રહ્યાં છે) ને સાધુવંદના (પ્રાકૃતમાં ગાથારૂપ), ધર્મસિંહ બાવની, સુંદર પદ વગેરે બનાવી તેમણે લખી નાંખેલાં ઘણાં મોજુદ છે, ને કેટલાંક બનાવેલાં અસ્તિત્વમાં નથી.

આ સઘળું કાર્ય તેમણે તે વખતથી જીંદગીના અવસાનસુધીમાં કર્યું હોય એમ જણાય છે. આ સર્વ પુસ્તકો–(આગમો) પર સ્તબક જોનારને સ્તબક ભરનારની બુદ્ધિમત્તાનું ભાન કરાવવા માટે બસ છે. આ સ્તબક તેમણે પૂર્યા પહેલાં પાર્શ્વચંદ્રસૂરિએ કેટલાક પર સ્તબક પૂર્યા છે, પણ તે ઘણા વિસ્તારમાં ને ટીકાની તરફેણમાં ઢળતા સ્તબકો છે, ત્યારે શ્રીમાન્ ધર્મસિંહનો સ્તબક સૂત્રને સ્પર્શી કરતો ને હાર્દ બતલાવતો છે. મૂળ સૂત્રનો અર્થ મેળવવા માટે શ્રીમાન્ ધર્મસિંહનો સ્તબક પ્રસિદ્ધિને પામ્યો છે. કચ્છના પ્રદેશથી શરૂ કરીને હિંદના ઉત્તરના છેડાસુધીના સર્વ શ્વેતવસ્ત્ર ધારી અમૂર્તિપૂજકોમાં તે વિશ્વસનીય ગણાયો છે. સૂત્રના અર્થ સમજવાની મૂશ્કેલીની નિવારણા કરી તેની ખોટ જો કોઇએ પૂરી પાડી હોય તો તે મહાન્ સમર્થ શ્રી ધર્મસિંહે જ પૂરી પાડી છે. તે સ્તબક ગુજરાતી ભાષામાં ઘણા પ્રિય થઇ પડેલા છે, એટલું જ નહિ પણ તે સ્તબકે વિચારશીલ વ્યક્તિપર ને આખા સમાજપર કોઇ જાદુઇ અસર કરી છે. શ્રીમાન્ ધર્મસિંહ સ્વામી માટે એમ કહેવાય છે કે બે હસ્તથી ને બે પાદથી તે લખતા હતા. તે અષ્ટાવધાની હતા.

સમજવામાં તે ઘણી તીણી નજર ને કુશાગ્ર બુદ્ધિ ધરાવતા હતા. તેમનાં પુસ્તકોપરથી જણાઇ આવે છે કે ઘણા ઋજુ ને પક્ષપાત-આગ્રહરહિત વિચારો તે ધરાવતા હતા. શ્રદ્ધા સંબંધી કોઇ કોઇ બાબતમાં-વિચારમાં બીજાઓથી શ્રીમાન્ ધર્મસિંહ જુદા જણાય છે. બીજાઓને તેમની બાબતો સંબંધી મતભેદ લાગ્યો છે, પરન્તુ એ સંબંધી ઉંડા વિચારો થોડાઓએ જ કર્યા હશે. શ્રીમાન્ ધર્મસિંહે શ્રદ્ધા સંબંધી બાબતો જેવી કે આઠ કોટિ, આયુષ્ય ત્રૂટે કે નહિ વગેરે ને વ્યવહાર, નિશ્ચય, સામાન્ય-વિશેષ સંગ્રહ નય, વ્યવહાર કે નિશ્ચય નય વગેરે સિદ્ધાન્તોની રીતિથી શાસ્ત્રોની દલીલો આપી પૂરવાર કરી છે, ત્યારે બીજાઓ પોતાની બાજુની અપેક્ષાઓ જ માત્ર પૂરવાર કરી અન્ય સિદ્ધાન્તની રીતિઓને ત્રોડે છે. ગમે તે હો પણ સમાજની સ્થિતિ મમત્વ ( હું સમજું છું તે ખરૂં એ વિચાર ) ને લઇને ઘણી સંકુચિત થઇ ગઈ છે. વિશાળ નેત્રોને ખીલવવા વિશાળ હૃદયની ને વિશાળ અભ્યાસની જરૂર છે. ટૂંકમાં કહેતાં શ્રીમાન્ ધર્મસિંહની સૂત્ર ઉપર સ્તબક પૂરવાની પદ્ધતિ સહુ કોઇને પસંદ પડી, પરન્તુ તેમની શ્રદ્ધા સંબંધી કેટલીક બાબતોમાં અન્ય નાયકો પસંદગી બતાવી શક્યા નથી.

એ વાર્તામાં મુખ્ય વિષય ગુરૂ સાથે ફરી દીક્ષા લેવાનો અથવા ગુરૂશ્રી ન આવે તો પોતે સ્વતંત્ર દીક્ષા લેવા કહેવાનો પડી રહ્યો, એટલે કેટલાક વખતસુધી શ્રીમાન્ ધર્મસિંહ ગુરૂશ્રી જરૂર તૈયાર થશે, એવી રાહ જોઇ રહ્યા. પરન્તુ એ આશા તે આશારૂપ જ રહી. ગુરૂશ્રી તે સંબંધી કોઇ પણ વાર્તા કહાડતા નથી. હવે કેમ કરવું ? હૃદયમાં તીવ્ર વૈરાગ્યે તેમને આમ શાન્ત બેસી રહેવાને થોડા વખત પછી ના કહી દીધી. તુર્ત જ ગુરૂશ્રી પાસે આવવાને તેમણે

પ્રયત્ન કર્યો, ને ગુરૂશ્રી આગળ જણાવ્યું કે, "અહો ગુરૂશ્રી! હું આપશ્રીને વધારે વખત શું કહું? પણ મારૂં અંતઃકરણ હવે મને શુદ્ધ મુનિધર્મ પ્રતિ લઇ જવા દોરે છે. આપશ્રીની ઇચ્છા નહિ હોય એમ જણાય છે. આપશ્રી ખાતર આપના કહેવા પ્રમાણે મેં કેટલી બધી રાહ જોઇ? આપશ્રી મારા ગુરૂ છો, આપશ્રીએ મારા પર જે ઉપકાર કર્યો છે, તે અવર્ણનીય છે. મારા જેવા પત્થરને-પામરને આપશ્રી આ સ્થિતિપર લાવી શકયા છો. હું હમેશને માટે આપનો દબાએલો રહું, તો તેમાં લેશ પણ નવાઇ કરતો નથી. પરન્તુ દીલગીર! આ સ્થિતિ જેમાં હાલ આપણે છીએ, તેના કરતાં મુનિધર્મ જૂદા પ્રકારનો છે, એ સમજ્યા પછી જો પૂર્ણ આત્મકલ્યાણને ઇચ્છતો હોઉં તો આ શિથિલ પક્ષમાં કેમ પડી રહું? પ્રથમ તો મારી ઇચ્છા છે કે આપશ્રી જો નીકળો તો આપ પોતે ગુરૂશ્રી ને હું શિષ્યપણે જ રહીશ. તેમ જો આપની ઇચ્છા ન હોય તો મને પોતાને રજા આપશો, તો હું આ આત્માનો ઉદ્ધાર થાય તેમ કરીશ, ને અન્ય જીવોને પ્રભુના માર્ગમાં લાવવા પ્રયત્ન કરીશ."

ગુરૂશ્રીએ ઉત્તર આપ્યોઃ "પ્રથમ વાર્તાનો ઉત્તર એ છે કે મારાથી મારી પોતાની સર્વ બાજુ તપાસતાં (એક તો મારી વૃદ્ધાવસ્થા છે, બીજું ચતુર્વર્ણ સંઘ બહુલ વિશાલક છે તેને સાચવનારની જરૂર છે, ત્રીજું આસપાસનો દ્વેષ થવા સંભવ છે, વગેરેને લઇને) નીકળી શકાય તેમ નથી જ; તમો પોતે ભલે ખુશીથી નીકળો તેને માટે ખુશી છું. હવે હું ના કહી શકું તેમ નથી. પરન્તુ ધર્મસિંહ! વસ્તુસ્થિતિ તો તમારે સમજવાની ઘણી જરૂર છે કે આ સંપ્રદાયથી જયારે જુદા થશો, ત્યારે તમારાપર આ લુંકા ગચ્છના લોકો જરૂર તુટી પડશે. તેઓ ત્રાસ આપવામાં કાંઇ કચાશ રાખશે નહિ.

મૂર્તિપૂજકોનો પણ દ્વેષ વધવાનું એક પાત્ર તમે વધશો. આ સઘળું તમો શી રીતે સહન કરી શકશો? એટલું જ નહિ પણ તમારાપર હડહડતી નિંદા, અપમાન, આળ લાવી અનેક વિપત્તિ ને કષ્ટોના આગારમાં નાંખવા આ લોકો ભૂલશે નહિ. અહો દેવપ્રિય ધર્મસિંહ! તમો આ સઘળું સહન કરો એમ હું ઇચ્છું છું. કુદરત તમોને સહન કરવા બળ આપે, એ પણ મારી ભાવના છે; પરન્તુ મારે કહ્યા સિવાય ચાલતું નથી કે હાલ ભિન્ન ભિન્ન શાખાઓના યતિઓ ને શ્રાવકોના આવા દુસ્તર વાતાવરણની વચમાંથી પસાર થવું એ કાંઇ ઓછું મુશ્કેલ નથી. હું તમોને તમારા કલ્યાણને સુખરૂપ નીવડતા માર્ગમાં વિઘ્નો બતાવી પાછા પાડવા ખુશી નથી. તમારા માર્ગને ને તેમાં ચાલવા ઇચ્છનાર તમોને અંતઃકરણથી હું અભિનંદન આપનાર છું. હું મારી સ્થિતિ પોતે સુધારી ન શકું તેને માટે અંતર ખેદ અનુભવે છે, પણ તમારા માટે તો હર્ષ અનુભવે છે. પણ આ સઘળું સહન કરી શકાશે કે કેમ એ મને ભારે શંકા ને ચિંતા છે. હું તો ઇચ્છું છું કે તમો ફતેહ પામો, પણ આ સહન કરવામાં કેટલું બધું આત્મબળ હોવું જોઇએ ને તેમાં તમને પૂર્ણ વિશ્વાસ હોય તો ભલે ખુશીથી તત્પર થાઓ. મજબૂત ધૈર્યરૂપી કવચ જો પહેરવામાં આવશે તો મને આશા છે કે જરૂર તમો ફાવશો."

આ સર્વ વાર્તા શ્રીમાન્ ધર્મસિંહે સાંભળી લીધી, ને ઉત્તરમાં કહ્યું કે "આપની કૃપાથી હું એ કાર્ય ખુશીથી પાર ઉતારીશ. દુઃખ પડશે એ હું પ્રથમથી જાણું છું. સાથે એ પણ ખ્યાલ છે કે જેટલું કાર્ય ઉચ્ચ હોય છે, તેટલું જ સાથે દુઃખ હોય છે. એ બે જુદાં થઇ શકતાં નથી. આપશ્રી સસ્નેહે રજા આપો, એટલે બસ. આ સેવક જવા તૈયાર છે."

ગુરૂશ્રીએ કહ્યું કે, "ભલે ખુશીથી જાઓ, મારી રજા છે, પણ આ કાર્ય કરવાની તમારામાં કેટલી શક્તિ છે, તે જાણવા ખાતર પ્રથમ અજમાયશ જાણવા માટે કહું છું કે, આ અમદાવાદ શહેરની બહાર ઉત્તર તરફ ઉત્તર ને પશ્ચિમની વચમાં દરિયાપરી દરવાજેથી કેટલેક દૂર મુસલમાન ગૃહસ્થનો બંધાવેલ દરિયાખાનનો ઘૂમટ છે. તેમાં તમો એક રાત્રિ વાસ કરો. ત્યાં એક રાત્રિ સહિસલામત પસાર કરશો, તો જરૂર તમોને તમારા કાર્યમાં અનુકૂળતા મળશે."

શ્રીમાન્ ધર્મસિંહે આ વાર્તા અંગીકૃત કરી. સવિનય વંદન ભક્તિ કરી આશિષ લઈ દિવસનો થોડો ભાગ રહેતાં તે ગુરૂ પાસેથી નીકળી પડ્યા. દરિયાપરી દરવાજામાં થઇ દરિયાખાનના ઘૂમટ પાસે તે આવી પહોંચ્યા. દરિયાખાનના ઘુમટ પાસે આવતાં દિવસ સ્વલ્પ રહેલો હતો. સૂર્યાસ્ત થતાં પહેલાં કોઇ પણ ત્યાં હોય તો તે ચાલ્યું જતું. દરિયાખાનના ઘૂમટની અંદર આ સમયે જે કોઇ વ્યક્તિઓ હતી, તે તેનું રક્ષણ કરનાર હતી. શ્રીમાન્ ધર્મસિંહે ત્યાં રાત્રિવાસ કરવા માટે તેઓની પાસે રજા માંગી. એક મુસલમાન તે પ્રશ્ન સાંભળી બોલી ઉઠયો કે "શું અહીં રહેવા ઇચ્છો છો ? ખબર નહિ હશે કે અહીં આદમ જાત તો શું પણ પશુ કે પક્ષી રાત્રિમાં ટકી શકતાં નથી. જેઓ રહ્યા તે તો આ દુનિયાની પેલી પાર પહોંચી ગયા છે. આ સર્વ ચમત્કાર આ દરિયાખાન પીરનો છે, તે તમારા જાણવામાં નહિ હોય. અમે તો તમારા ભલાની ખાતર કહીએ છીએ. તેમ છતાં તમારી મરજી હોય તો અમોને કાંઇ હરકત નથી."

શ્રીમદ્ ધર્મસિંહે જણાવ્યું કે "તમો કહો છો તેમ હશે, પણ ડર સ્હામે થવા જ હું અહીં આવ્યો છું. પયગમ્બર થવું હોય તેણે

ભયનો કોળીઓ કરી જવો જોઇએ. ' ભય ' એ શબ્દનો ભાસ મારા મગજમાં જ નથી, તો પછી અહીં રહેવામાં મને શી હરકત છે ? "

પાસેના બીજા પુરૂષે પ્રથમનાને કહ્યું કે " જો તેમના દિલમાં થોડો પણ ભય નથી, તો તમને શી અડચણ છે ? સંકટ સ્હામે થવા જયારે પોતે આવેલ છે, તો પછી ભલે ખુશીથી રહેવા દો. " તુર્ત જ રહેવાને રજા આપી તેઓ બન્ને ચાલ્યા ગયા.

શ્રીમદ્ ધર્મસિંહે આજ્ઞા મળ્યાથી દરિયાખાનના ઘૂમટની અંદર પ્રવેશ કર્યો. પ્રવેશ કરી ભૂમિકા પ્રતિલેખી પોતાનું બીછાનું નાંખી તેઓ પ્રતિક્રમણાદિ વિધિવિહિત ક્રિયા કરી સ્વાધ્યાયમાં મશગુલ બન્યા. મકાન ને મકાનની આસપાસ નિર્જન અરણ્યવાળી ભૂમિને લીધે રાત્રિ ડરામણી લાગે તેમાં શું આશ્ચર્ય? ભય પામનારને ભય ત્રાસ આપે છે, પણ જેનું હૃદય દૃઢ ને સાહસિક છે, તેને ભય શું કરે ? જો હૃદય જ વજ્રનું હોય તો સોય ક્યાં પેસી શકે ? દરિયા-ખાન યક્ષ કેટલીક રાત્રિ ગયા પછી ભ્રમણ કરતો ત્યાં આગળ આવી પહોંચ્યો. શ્રીમાન્ ધર્મસિંહ અધ્યયન કરી રહ્યા હતા. યક્ષ અવાજ સાંભળી વિસ્મિત થયો. અહીં આદમ ( મનુષ્ય ) જાતિ રહી શકતી નથી, ને આ કોણ હશે, જે બરાબર સ્થિરપણે ભય વગર બોલી રહ્યો છે ? શું આને ભય નામ નહિ હશે ? કે હૃદયથી ખસી ગએલો કોઇ મનુષ્ય હશે ? કંઇક ક્ષણભર સાંભળવામાં યક્ષ રોકાઈ ગયો. સાંભળતાં સાંભળતાં તે વિચારતાં લીન થઇ ગયો, અને તદ્દન શૂન્ય થઇ ગયો. તે જે આવેશ, જુસ્સો, ધમધમાટ કરવા જતો હતો તે સર્વ ઢીલો પડી ગયો. જાદૂગરના જાદૂથી જેમ પ્રેક્ષકો અંજાઇ જાય છે, તેમ પવિત્ર શાસ્ત્રાધ્યયનના વાતાવરણથી કે હૃદયની અલૌકિક અ-સાધારણ આત્મશક્તિથી યક્ષપર સજ્જડ છાપ પડી ગઇ. તોપણ

યક્ષે કાંઇક બોલવા શરૂ કર્યું: "ભો! મનુષ્ય! તમને શામાટે અહીં આવવાની જરૂર પડી? કોઇ પણ માણસ આ સ્થળે રહી શકતો નથી, તો હું કહું છું કે તમે ગમે તે હો, પણ અહીંથી ચાલ્યા જાઓ. આ સ્થળ તમારે રહેવાનું નથી. આ સ્થાન મારૂં પોતાનું છે, માટે કહું છું કે તમે ચાલ્યા જાઓ."

શ્રીમાન્ ધર્મ સિંહે બોલવાનું શરૂ કર્યું કે "તમો પોતે કોણ છો ને અહીં શામાટે આવ્યા છો?" યક્ષે કહ્યું કે, "હું પોતે આ દરિયાખાનના ઘૂમટનો અધિષ્ઠિત દેવ છું, ને આ મકાન મારૂં પોતાનું બનાવેલું છે. હું કોઇને અહીં રહેવા આપતો નથી. જે કોઇ રહે છે, તેનો હું નાશ કરૂં છું, પરન્તુ તમને મારવા ખુશી નથી. તોપણ તમોને કહું છું કે તમારે અહીંથી ચાલ્યા જવું." ઉત્તરમાં શ્રીમાન્ ધર્મસિંહે જણાવ્યું કે "તમો આ મકાનના માલેક હો ને તમારી ખુશી ન હોય તો હું રહેવા ખુશી નથી, પરન્તુ મારે કહેવું જોઇએ કે તમો મનુષ્ય જાતિ છોડી દેવ થયા, તોપણ તમારી વાસના આવા નજીવા મકાનમાં રહી ને તમે કોઇને પણ ન રહેવા ઘો એ શું તમને આવી દેવ જેવી સાહેબીમાં આવેલાને ઘટે છે? તમે આવી ક્રૂરતા પ્રાણી પ્રતિ વાપરો છો ને તેમનો નાશ કરી નાંખો છો એ તમારા જેવા યક્ષને ઘણું લજ્જાસ્પદ છે. આ મકાન કરતાં તમારે ત્યાં દેવમાં શું મકાન ઓછાં સારાં છે? આવો મોહ ને મમત્વ રાખશો તો જરૂર પાછું નીચ કોટિમાં જવું પડશે. આ કચરા જેવા મકાનમાં દિવ્ય-સ્વર્ગીય મકાનોને મૂકી તૃષ્ણા રાખો છો, તે હવે તૃષ્ણાને પાછી ખેંચી લ્યો. તમારા પોતાના મકાન સામું જુઓ! ત્યાં કેટલું બધું સૌંદર્ય ને સુખ છે? તેને છોડી શામાટે હલકા પ્રેત માફક તમે ભટકવા આવો છો? શામાટે હલકા બનો છો?"

યક્ષ આ સર્વ સાંભળી સ્તબ્ધ જ થઇ ગયો. આવી ગહન, નિર્ભિક ને માર્મિક સ્વરૂપવાળી વાણી અવિચ્છિન્ન શ્રેણીપણે કર્ણ-દ્વારા હૃદયમાં પડવાથી તે નિરૂત્તર બની ગયો. યક્ષ જાણી ગયો કે ખરેખર આ કોઇ સમર્થ ને સુજ્ઞ માણુસ જણાય છે. બરાબર વિચારતાં તેને માલૂમ પડયું કે આ મહાન્ યોગી છે. તે જ વખતે ત્યાં યક્ષે કહી દીધું કે હવે ફરીથી આ સ્થળે હું આવીશ નહિ, તેમ હવે કોઇએ મારાથી ભય રાખવાની શંકા કરવી નહિ. હવેથી આપને કોઈ વખતે જરૂર પડે ને યાદ કરશો, તો જરૂર તે વખતે આવીશ. હવે હું જાઉં છું." એમ કહી યક્ષ ચાલ્યો ગયો.

શ્રીમાન્ ધર્મસિંહના ગયા પછી ગુરૂશ્રી વિચારમાં પડી ગયાઃ "ધર્મસિંહ એક સુપાત્ર ને વિનીત શિષ્ય છે, એટલું જ નહિ પણ સમર્થ ને પુરૂષમાં સિંહ તુલ્ય કાર્ય કરે તેવા છે. ખરે, એવા પુરૂ-ષની વિરલતા છે. જો તે રહ્યા હોત તો આ સમાજને ઘણા ઉપ-યોગી થાત, પણ જ્યારે તેમણે જવાને ધાર્યું એટલે શું કરવું? માન, મર્તબ્બો, કીર્તિ કે સુખની એષણા એને મન કચરા તુલ્ય લાગે છે. આજે દરિયાખાનના મકાનમાં રહેવાની મેં તેમને આજ્ઞા આપી છે, તો તે હયાત રહેશે કે શું થશે?"

એમ વિચારી તેમણે અન્ય યતિઓને સ્હવારમાં શ્રીમાન્ ધર્મસિંહ જ્યાં છે, ત્યાં જવાને આજ્ઞા કરી કહ્યું કે "શ્રીમાન્ ધર્મસિંહ જો અસ્તિમાં હોય તો જરૂર અહીં બોલવી લાવવા."

આ બાજુએ શ્રીમાન્ ધર્મસિંહ દેવના ગયા પછી કેટલોક વખત ધ્યાનાદિમાં ગાળી સ્વલ્પ વખત નિદ્રાધીન થયા. રાત્રિના ચતુર્થ પ્રહરની શરૂઆતમાં તે પાછા સ્વાધ્યાય કરવામાં મશગુલ બન્યા. પ્રતિક્રમણાદિ વિધિ કાર્ય કરી તે નિવૃત્ત થતા હતા, તેટ-

લામાં પોતાની પ્રભાથી જગતને રંગતો સહસ્ત્ર કિરણો ફેંકતો પ્રાચિમાંથી એકદમ પ્રફુલ્લ હર્ષ આપતો સૂર્ય બહાર આવ્યો. શ્રીમાન્ ધર્મસિંહનું મુખ આનંદથી સૂર્યનાં કિરણો સાથે છવાએલું દેખાતું હતું. યતિઓ ત્યાં આવી પહોંચ્યા. તેમનો પ્રફુલ્લ ચહેરો જોઇ યતિઓ વિસ્મિત થયા, ને તેઓએ સવિનય જણાવ્યું કે "આપને ત્યાં આવવાને કહેવા ગુરૂશ્રીના કહેવાથી અમે આવ્યા છીએ, માટે ત્યાં આપ પધારો." શ્રીમાન્ ધર્મસિંહે જણાવ્યું કે "હવે ત્યાં આવવાની કાંઇ જરૂર નથી. તેમની આજ્ઞાથી અહીં આવ્યો છું. હવે ફરી દીક્ષા આ સ્થળે જ લઇશ." શ્રીમાન્ ધર્મસિંહે દીક્ષા ૧૬૮૫ માં લીધી. સહત્રારમાં ઇશાન કોણમાં તેમણે પોતાની મેળે સામાયિક ચારિત્ર અંગીકાર કર્યું. બીજા જેઓ તેડવા આવ્યા હતા, તેઓ સજ્જડ જોઇ રહ્યા. શ્રીમાન્ ધર્મસિંહ સ્વામીએ તે વખતે તે યતિઓ પ્રતિ ઉપદેશ કર્યો કે "વિશુદ્ધ ચારિત્ર સિવાય આ આત્માનો ઉદ્ધાર થવાનો નથી. છેવટે જ્યારે ત્યારે જીવને સ્વછંદ રોકવો એ જ ઇષ્ટ છે. ઘણો સમય આત્માએ ખાન પાન ને સ્વછંદમાં ગાળ્યો છે, પણ પોતાનું હિત સમજવા છતાં કર્યું નથી. ઘણા પામર જીવો આવી ઉગ્ર ચારિત્રધારાપર ચાલતાં ધ્રુજે છે–આનાકાની કરે છે, પણ ઉચ્ચ કોટિના જીવો જેઓને પોતાના આત્મવીર્ય ઉપર વિશ્વાસ છે, તેઓ નબળા પાતળા સંયોગથી કે પોતાની નબળાઇ માની ઢીલા પડતા નથી. ભો! સુજ્ઞ યતિઓ! ચિંતામણિ તુલ્ય અમુલ્ય આ મર્ત્ય જન્મ ફેંકી મૂર્ખ ગણાવા ન ઇચ્છતા હો તો તમારે આ શુદ્ધ સંયમમાર્ગમાં સાવધાન થવું જોઇએ. શાસ્ત્રકારોએ આવી સમજણ આપી છે કે કાળ પ્રાણનું હરણ કરવાને રૌદ્ર છે, ને શરીર હમેશાં ધીમે ધીમે નિર્બળ બને છે, તો શું આ વાર્તા તમારે લક્ષ્યમાં ન લેવી જોઇએ? હું આશા રાખું છું કે આ સન્માર્ગપર તમો ચાલવા તૈયાર થશો."

ઉપાશ્રયથી આવનાર સોળ કે સત્તર યતિઓ ત્યાં વિચારમાં લીન થઈ ગયા. તેમણે તુર્ત જ ઉપાશ્રયમાં વાર્તાની નિવેદના કરી, શ્રીમાન્ ધર્મસિંહ સ્વામી પાસે દીક્ષા અંગીકાર કરી. લુંકાગચ્છીય શાખામાંથી પુનરૂદ્ધારક દીક્ષા જ્યારે આટલાએ લીધી, ત્યારે કેટલો બધો ઘોંઘાટ મચ્યો હશે ? પણ ખરેખર, નિડર ને ઘણા સમર્થ મુનિઓનું આ મંડળ જેમ રણક્ષેત્રમાં યોદ્ધાઓ નીકળી પડે તેમ એકદમ ધર્મક્ષેત્રમાં બહાર પડયું. વૈરાગ્યયુક્ત ચ્હેરા ઉપર અનન્ય ઉત્સાહ જણાઇ આવતો હતો. શ્રીમાન્ ધર્મસિંહ સ્વામીને ગુરૂશ્રી માની તેમને અધીન રહેવાને આ આખું શિષ્યમંડળ બંધાયું હતું. સર્વ શિષ્યો ભાષા, સાહિત્ય, મૂળ પુસ્તક વગેરે વિષયોના અભ્યાસી ને સંસ્કારી હતા, તેમાં સોમચંદજી મુનિ ને સુંદરજી મુનિ ઘણા નિપુણ ને વિદ્યાકુશળ હતા. તેઓ આ મંડળમાં મુખ્ય કાર્યવાહક હતા ને શ્રીમાન્ ગુરૂના મદદગાર હતા.

શ્રીમાન્ ધર્મસિંહ સ્વામીનો મુખ્ય ઉદ્દેશ એ હતો કે સન્માર્ગનો પ્રકાશ લોકની આંખ આગળ જરૂર નાંખવો જોઇએ. શરૂઆતમાં તેમણે દરિયાપરી દરવાજાના ઓટલાપર સીપાહીઓની રજા મેળવી આસન નાંખ્યું. રસ્તાપર લોકો આવવા જવાના પ્રસંગે કોઇ કોઇ આવવા લાગ્યા. વાર્તા સર્વ સ્થળે પ્રસરી. કોઇ સુપાત્ર જીવો-સન્માર્ગની શોધ કરનારાઓ જ્યાં ત્યાં કોઇ ફાંટામાં ફરતા હતા, તેઓને આ અલભ્ય લાભની ખબર મળતાં એક પછી એક આવવા લાગ્યા. વીરવાણીનું અમૂલ્ય વિવેચન સાંભળી કોઇ કોઇ વિશ્વાસુ-શ્રદ્ધાળુ થવા લાગ્યા. સર્વ ફાંટામાંથી એક પછી એક સન્માર્ગના ઉપાસકો વીરવાણી સાંભળવાને બહુ લલચાયા ને એક પછી એક ઉપાસકો શ્રાવકો બન્યા. એક બાદશાહી અમલદાર દરિ-

ચાપરી દરવાજામાં થઇ સાબરમતીપરના બાદશાહી બંગલામાં જતા હતા, ત્યાં રસ્તામાં જાહેર વ્યાખ્યાનમાં ધાર્મિક વિષય ચર્ચાતો હતો; તે વખતે તે અમલદાર જેનું નામ દલપતરાય હતું તે એ વ્યાખ્યાન સાંભળી ભક્ત બની ગયા. રસ્તાપરની મુસ્કેલી વગેરેનો ખ્યાલ આવતાં દલપતરાયે રહેવાને માટે છીપાપોળ પાસે પોતાનું ફાલતુ પણ વપરાતું મકાન આપી દીધું. પછી તેઓ ત્યાં રહેવા લાગ્યા. આટલેથી તેઓનું કાર્ય અટકી ગયું નહિ હતું. પછીથી શ્રીમાન્ ધર્મસિંહે એવી ગોઠવણ કરી કે બે શિષ્યોએ સાંજ વખતે મૂળ મકાનમાંથી નીકળી જુદી જુદી પોળોના ઓટલાપર રાત્રિ ગાળવા નિવાસ કરવો, ને તેઓએ રાત્રિમાં ઉપદેશ ચલાવવો. રાત્રિમાં પોળપર ઉપદેશ સાંભળવાનો મળવાથી કેટલાક સ્વાભાવિક સાંભળવાના શોખથી તો કેટલાક કાંઇક રહસ્ય-અર્થ જાણવાના શોખથી આવવા લાગ્યા. કેટલાંક મંડળો આજે ધાર્મિક વિષય માટે, વા કેટલાક રાજકીય વિષય માટે, વા કેટલાક સાંસારિક વિષય માટે જેમ લોકોના મગજમાં નવા વિચારો ઠસાવવા માટે, વા તેઓના વિચારોને કેળવવા માટે પ્રયત્ન કરી રહ્યા છે, તેમ તેઓનો ઉદ્દેશ કોઇ પણ રીતે લોકોના હૃદયમાં સન્માર્ગ ઠસાવવાનો તથા વિકાસ કરવાનો હતો.

તેઓને આટલું કાર્ય કરતાં અનેક વિપત્તિ ને સંકટો વેઠવાં પડયાં હતાં. આ વિપત્તિ ને સંકટો આપનારા જૈનના ફાંટાદારો જ હતા. જેઓના પોતાના ફાંટામાંથી એક પછી એક લોકો આ ફાંટામાં આવ્યે જતા હતા, તેઓને અસહ્ય-અનંત દુઃખ થતું હતું. તે લોકો ઇર્ષ્યાથી સહી નહિ શકતા, ત્યારે કોઇ કોઇ લોકો આ સાધુઓને નાંખી દેવા માટે મજુરોને માથે સાધુ સહિત પાટો ઉપડાવી કૂવામાં-જળાશયમાં ફેંકી દેવરાવવા પણ ચૂક્યા નહોતા. પરન્તુ

તે સાધુઓ તેવા કષ્ટમાંથી પણ બચી શક્યા હતા, એ જ તેઓના પુરૂષાર્થનું ચિહ્ન હતું. આહાર પાણી માટે તો તેમને ઘણી વાર અપમાનો ને જુલ્મ સહન કરવાં પડતાં. આખા શિષ્યમંડળને સહન કરવાની સારામાં સારી તાલીમ શ્રીમાન્ ધર્મસિંહે આપી હતી, ને સારામાં સારી રીતે જણાવ્યું હતું કે, " આપણે સર્વને આ ભિન્ન ભિન્ન કાંટાઓથી ઘેરાએલા, જેમ વડવાનળ અગ્નિ સમુદ્રની ચારે બાજુના પાણી વચ્ચે રહે છે, તેમ દ્વેષાગ્નિ વચ્ચે રહેવાનું છે. તેમાં તમારે ક્યારે પણ પાછા પગ ભરવા જોઇએ નહિ; પણ જે કાર્ય કરવાનું છે, તે કરવું એ જ આપણું માત્ર લક્ષ્ય રહેવું જોઇએ."

શ્રીમાન્ ધર્મસિંહ સ્વામીએ શિષ્યોને વિનયાધ્યયનના ઉપદેશથી સારી રીતે વિનયી કર્યા હતા, ને તે માટે એક વખત એમ બન્યું હતું કે, શ્રીમાન્ ધર્મસિંહ સ્વામી એક શિષ્યને વિનય શીખવાડતા હતા, ત્યારે એક બ્રાહ્મણે તે સાંભળી શંકા લાવી પૂછ્યું કે અત્યારે એવા વિનયી શિષ્યો હોવાનો સંભવ છે? તેના મનનું સમાધાન કરવા માટે શ્રીમાન્ ધર્મસિંહે એક બીજા શિષ્ય જે કાંઇ કાર્ય કરી આવેલા, તેમને બોલાવ્યા. શિષ્ય ગુરૂની આજ્ઞા સાંભળી તુર્ત જ જ્યાં શ્રીમાન્ ગુરૂ, બ્રાહ્મણ ને બીજા શિષ્યો બેઠા હતા, ત્યાં હસ્તસંપુટ એકત્ર કરી આવ્યા, ને કહ્યું " અહો પૂજ્યશ્રી! શું કહે છો?" તેટલામાં ગુરૂશ્રી બ્રાહ્મણ સાથે વાર્તામાં પડી ગયા અને કાંઇ ઉત્તર આપ્યો નહિ. શિષ્ય ત્યાંથી ચાલ્યા ગયા ને બીજા કાર્યમાં પ્રવૃત્ત થયા. બીજી વાર તે શિષ્યને ગુરૂએ બોલાવ્યા. શિષ્ય આવ્યા, તેટલામાં પાછા તે બ્રાહ્મણ સાથે પુનઃ વાર્તામાં પડી ગયા, એટલે શિષ્ય નમ્ર થઇ હસ્ત દ્વય જોડી ઊભા રહ્યા; પણ ગુરૂ કાંઇ બોલ્યા નહિ. શિષ્યે વિચાર્યું કે ગુરૂ કાંઇ કાર્યમાં પડ્યા છે, એમ

જાણી પાછા હતા ત્યાં ગયા. ત્રીજી વાર ગુરૂએ બોલાવ્યા અને તે હાજર થયા, પણ કાંઇ કહ્યું નહિ, એટલે ચાલ્યા ગયા. ચોથી વાર બોલાવ્યા ને કાર્ય મૂકી શિષ્ય હાજર થયા. " પૂજ્ય શ્રી ! શું કહો છો ? જણાવશો ? " પણ ગુરૂએ કાંઇ કહ્યું નહિ. તુર્ત જ તે પાછા ફર્યા. પાંચમી વાર શિષ્યને ગુરૂએ બોલાવ્યા, અને શિષ્ય આવે છે, ત્યાં તો તે બ્રાહ્મણ એકદમ બોલી ઉઠચો: " બસ બસ, મહારાજશ્રી! બહુ થયું. વિનય વિષય આપ જેવો કહી રહ્યા છો તેવા જ આ વિનયી શિષ્યો છે. હવે એમને વ્યર્થ તકલીફ નહિ આપો. "

જ્યાં વિનય હોય ત્યાં વિદ્યા–જ્ઞાન સહજે વાસ કરે છે. શિષ્યો એવા અભ્યાસી હતા. એક વખત એક બ્રાહ્મણ પાસે સંસ્કૃતમાં કોઇ વિષય ઉપર હજાર શ્લોકનું પુસ્તક હતું. તે બ્રાહ્મણ તે વિષયનો અજ્ઞાત હોવાથી, વા તે વિષયપર ઉહાપોહ કરવા માટે તે પુસ્તક તેણે શ્રીમાન્ ધર્મસિંહ સ્વામી પાસે લાવી મૂકયું. તે પુસ્તક શ્રીમાન્ ધર્મસિંહે હાથમાં ઉઠાવી જોયું. લેતાંની સાથે તે ઉઘાડી જોતાં રસભરિત લાગ્યું. બીજા દિવસે એ પુસ્તક સંબંધી વાર્તા કરવાને તે રાખ્યું. તે દિવસે પુસ્તક તે બ્રાહ્મણે ત્યાં રહેવા દીધું. શ્રીમાન્ ધર્મસિંહ સ્વામીએ અર્ધ પુસ્તક પોતે રાખી, અર્ધ પુસ્તક કંઠસ્થ કરવા સુંદરલાલજી મુનિને આપ્યું. સૂર્યાસ્ત થતાં થતાં બન્ને ગુરૂ શિષ્યે અર્ધ અર્ધ ભાગ કંઠસ્થ કરી લીધો. રાત્રિમાં પરસ્પર એક બીજા પ્રતિનો અર્ધ ભાગ અપૂર્ણ હતો, તે બન્નેએ પૂર્ણ કરી લીધો. સ્હવારમાં બ્રાહ્મણને આવવાને ઘણા હર્ષ સાથે ઘણી ઉતાવળ હતી, જેથી ત્યાં એકદમ પ્રવેશ કરી આવી ઊભા રહ્યા. તે બ્રાહ્મણ વધારે વાર્તા કરે તે પહેલાં શ્રીમાન્ ધર્મસિંહે પુસ્તક આપી દીધું. બ્રાહ્મણે પૂછ્યું ત્યારે તેમણે કહ્યું કે " હવે પુસ્તકની જરૂર નથી. સર્વ કંઠસ્થ

થઇ ગયું છે, માટે ખુશીથી પુસ્તક લઇ લ્યો, ને હવે તમારે કાંઇ પૂછવું હોય તો પૂછો.” સુજન બ્રાહ્મણ આ સાંભળી ઘણો વિસ્મિત થઇ ગયો.

શ્રીમાને અનેક ધંટાઓના પૂરના પ્રતિરોધક પ્રવાહ વચ્ચે એક મોટી ધર્મદીવાલ ઊભી કરી દીધી. અનેક કષ્ટો આવ્યાં, પરન્તુ ઘણી ક્ષમાપુર્વક તે સર્વ તેમણે સહન કરી લીધાં. જે કાર્ય કરવાનું હતું, જેને માટે તે હીલચાલ કરી રહ્યા હતા, તે કાર્ય અમુક અંશે પણ સિદ્ધ થયું છે જાણી ત્યાંથી કેટલાક વખત પછી તેમણે વિહાર કરી દીધો. ત્યાંથી સરખેજ મુકામે તે ગયા હતા. ત્યાં ‘એકપાત્રીય’ તરીકે ગણાતા બારવ્રતધારી શ્રાવકો સાધુવેશમાં રહી શ્રાવક ધર્મ પાળતા હતા, તેમાં શ્રીમાન્ ધર્મદાસજી હતા. તેમની સાથે શાસ્ત્રીય વાર્તામાં શ્રીમાન્ ધર્મસિંહ ઉતર્યા. શ્રીમાન્ સાથે વાર્તા કરતાં ધર્મદાસજીનું એમ કહેવું થયું કે “હાલ મુનિધર્મ નથી. શ્રાવક વ્રતો પૂર્ણ રીતે પળાય તો બસ છે.” શ્રીમાને મુનિધર્મ આ કાળમાં વિચ્છેદ ગયો નથી એમ સમજાવ્યું. પ્રભુ શ્રીવીરે આ કાળમાં ચારિત્ર છે, એવું કહ્યું છે. પંચમ આરાના છેડાસુધી પંચ મહાવ્રતઆત્મક મુનિધર્મ ચારિત્રો–સામાયિકને છેદોપસ્થાપનિક આ બે રહેશે, ને આ વાર્તા ભગવતી સૂત્રમાં ૨૫ મા શતકના છઠ્ઠા–સાતમા ઉદ્દેશમાં છે. આ વખતે ઘણા ઘણા વિષયોપર પ્રશ્ન–ઉત્તર ચાલ્યા. ઘણી બાબતોપરના વિચારોથી પરસ્પરના વિચારોની સ્ફૂટતા થઇ આવી. કેટલીક બાબતોમાં મતભેદ ઊભો રહ્યો, ને ઘણી બાબતોમાં તે મળતા થઇ ગયા. શ્રીમાન્ પાસે ધર્મદાસજીએ દીક્ષા લેવા જણાવ્યું. શ્રીમાને જણાવ્યું કે “હું ઘણો ખુશી છું, પણ મારે કહેવું જોઇએ કે કેટલીક બાબતોમાં તમો મારાથી જૂદા પડો છો, તો મારી પાસે દીક્ષા લેવાથી તે વિચા-

રોને ફેરવી શકશો નહિ, તેમ તે વિચારો અંતરમાં સત્ય લાગવાથી કહ્યા સિવાય રહી શકશો પણ નહિ, ને બદલામાં મુંઝાશો, તો ઇષ્ટ એ છે કે તમો સ્વાભિપ્રાયે સ્વયં દીક્ષા લ્યો. સાથે એટલું છે કે તમો ઘણું સારૂં કાર્ય કરી શકશો, કારણકે તમારી પોતાની ઇચ્છા ઉચ્ચ છે; તો હું તો ધારૂં છું કે તમો ઇષ્ટસિદ્ધિ કરી શકશો."

તે પછી શ્રીમાન્ ધર્મદાસજીએ પોતાની જાતે દીક્ષા લીધી, સાથે કેટલાકે તેમની પાસે દીક્ષા લીધી.

શ્રીમાન્ ધર્મદાસજી દીક્ષા લીધા પછી એક સ્થળે ભિક્ષા લેવા માટે ગયા પણ ત્યાં ગૃહસ્થી કોઇ કારણથી રીસમાં હોવાથી આ મુનિના પાત્રમાં તેણે રક્ષા–રાખ આપી, તે ઉપરથી એક વખતે તેમણે શ્રીમાન્ ધર્મસિંહ સ્વામીને પૂછ્યું હતું કે આ બનાવનું શું પરિણામ જાણવું? શ્રીમાને જણાવ્યું કે તમારે ઘણા શિષ્યો થશે, વિશાળ ભાગમાં વિચરશે, ને ઘણા ફાંટામાં વિસ્તાર પામશે. પોતાના વિષે પૂછતાં તેમણે કહ્યું હતું કે મારી ભિક્ષા–ભોજનમાં લાડુ મળ્યો હતો. તે પરથી એ ખ્યાલ આવે છે કે મારો સંપ્રદાય બહુ વિસ્તારમાં જશે નહિ, તેમ તે ઘણા ભાગમાં વ્હેંચાઇ જશે પણ નહિ. આજે આ વાર્તા આપણી આંખે ખુલ્લી તરી આવે છે કે, શ્રીમાન્ ધર્મસિંહ સ્વામીનો સંપ્રદાય ગુજરાતમાં ને ઝાલાવાડના કંઇક થોડા ભાગમાં છે, ત્યારે શ્રીમાન્ ધર્મદાસજીનો સંપ્રદાય ઘણી શાખામાં વ્હેંચાઇ ગયેલો કાઠિયાવાડ, કચ્છ, મારવાડ, મેવાડ ને ઉત્તર હિન્દુસ્થાનના કેટલાક ભાગમાં પથરાયો છે.

શ્રીમાનની દીક્ષાના સમયનું કયું વર્ષ હતું, તે બરાબર જાણવામાં આવ્યું નથી; તોપણ શોધખોળ કરતાં લુંકાગચ્છની પટાવલીના કહેવા પ્રમાણે સંવત્ ૧૬૮૫ ના વર્ષમાં તેમણે દીક્ષા લીધી જણાય છે.

સંવત સોળ પંચાશીએ, અમદાવાદ મોઝાર;
શિવજી ગરૂકો છોડકે, ધર્મસિંહ હૂવા ગચ્છ બ્હાર.

લુંકાગચ્છની પટાવલીની અંદર કેટલીક કવિતાની કડીઓમાંની એ એક કડી છે. આ કડીમાં શ્રીમાન્ ઉપર ખુલ્લો આક્ષેપ જણાઇ આવે છે. **क्षमया स्थाप्यते धर्मः** એ વચનાનુસાર અગણિત કષ્ટોની હારાવલિમાં રહી પ્રભુપ્રણિત મુનિસન્માર્ગને ગ્રહી, તેમણે સન્માર્ગની સંસ્થાપના કરી. લુંકાગચ્છના અનુયાયીઓએ અને મૂર્તિપૂજકાનુયાયીઓએ સંપ્રદાયને ગુંગળાવી મારી નાંખવાને કાંઈ અવશેષતા રાખી ન હતી. કુદરતના ગુપ્ત પટમાં એ વાર્તા હમેશાં લખેલી હોય છે કે કોઈ વ્યક્તિ જેટલા ઉચ્ચ શિખરે ચડે છે, તેટલા રહામા શિખરે તેને પતિત કરવા દુશ્મનો–દુર્જનો તૈયાર થાય છે, મનુષ્યના મગજમાં સહજ કુદરત સજ્જનો પ્રતિ દ્વેષ કરવાને–લડવાને અસૂયા રેડે છે. આ સર્વ અસહ્ય–અગણ્ય કષ્ટ ઘણા ઉમદા આશયથી સહન કરનાર સમર્થ મહાન્ ધર્મસુધારક શ્રીમાને અમદાવાદની આસપાસના કેટલાક ભાગ· સુધી ઘણા શિષ્યો સહિત વિહાર કર્યો હતો. સારણગાંઠના દર્દને લીધે તે બહુ દૂર વિચરી શક્યા નહિ હતા. અન્તિમ સમયસુધી પત્રપર લેખિની સાથે તેમણે કામ ચાલુ રાખ્યું હતું. દ્રૌપદીની ચર્ચા, સમાધિ સૂત્ર, સાધુ સામાચારી, સામાયિક ચર્ચા, વગેરે ગ્રંથો એવા વિચારપૂર્વક શાન્ત રીતે મનન કરી તેમણે લખ્યા છે કે વિચારશીલ મનુષ્યને લક્ષપૂર્વક વાંચતાં સહજે આગ્રહિતા છૂટી શકે. તેમણે સાંપ્રદાયિક બાબતોપર કોઇ નિખાલસ હૃદયથી એવું અજવાળું પાડયું છે, કે ઉચ્ચ–ઋજુ હૃદયી સહજે એ વિષયને લક્ષથી પકડી શકે. આગ્રહી જનોને હમેશાં આગ્રહ રહે છે. સ્વચ્છંદી જનોને પોતાનામાં હમેશાં મમત્વ રહે છે, ને તેથી હમેશાં વિચારો સંકુચિત કરી સત્ય વસ્તુપર

પણ અસત્યના પડદાઓ તે ભ્રાંતિથી કલ્પી બેસે છે. શ્રીમાને પ્રાકૃત ગાથામાં સાધુવંદના સૂત્રમાં રહેલ નામોની અનુક્રમ ગ્રંથના કરી બનાવી છે. હિંદી ભાષામાં ' ધર્મસિંહ બાવની' બાવન સવૈયા–મનહરથી બનાવી છે. ગુજરાતી ભાષામાં મલ્લિ ભગવતીની ઢાળો રસ ઝરતી રચી છે. ' સુંદર પદો ' પોતાના શિષ્ય સુંદરલાલજી, જે શ્રીમાનની પોતાની હયાતીમાં ગતાયુઃ થયા હતા, તેમને બોલાવવાને માટે તેમણે બનાવ્યા હતા. એ પદોમાં એક પદ ' સુંદર દેવ સુખકારી ' છે, જે પદ બરાબર ધ્યાનથી તે ગાતા હતા ત્યારે સુંદરદેવ આવતા હતા. સુંદરદેવને શ્રીમાન્ ઉપર અતિ સ્નેહ હતો.

શ્રીમાન્ આ ભૂમિપર શુદ્ધ ઉજ્જ્વલ ચારિત્ર અઘોર પુરૂષાર્થથી પાળી ૪૩ વર્ષસુધી સંયમાયુષ્યમાં રહી ૧૭૨૮ ના આશ્વિન માસમાં શુક્લ ચતુર્થીએ સમાધિસ્થ થઇ સ્વર્ગવાસી થયા.



## પ્રકરણ ૨ જું.

## શ્રીમાન્ ધર્મસિંહ સ્વામીના અનુજો.

શ્રીમાન્ ધર્મસિંહ સ્વામી સ્વર્ગવાસી થતાં તેમની પાછળ પ્રથમ શિષ્ય સોમજી ઋષિ થયા. સોમજી ઋષિ મહાન્ સમર્થ પાટધર થયા. શ્રીમાને મૂળ અમદાવાદની ચારે બાજુએ ધર્મવૃક્ષનાં તત્ત્વબીજો નાંખ્યાં હતાં, તે ધીમે ધીમે વિસ્તારને પામ્યાં હતાં. મૂળ રોપાયા પછી જેમ વૃક્ષ મજબૂત થાય છે અને ક્રમે ક્રમે વિસ્તરવા લાગે છે, તેમ આ સંપ્રદાય વિસ્તારમાં વધવા લાગ્યો. શ્રાવક ને શ્રાવિકાઓ સમ્યગ્ વ્રતધારી, પ્રિયધર્મી, દૃઢધર્મી થવા લાગ્યા. કોમળ પુણ્યાત્માઓ, અહિંસા મુખ્ય તત્ત્વ જેમાં સમાયું છે એવા સ્વરૂપવિશિષ્ટ ધર્મને સમજી હિંસા મમત્વવાળા ફાંટાઓને મૂકી અત્યંત સરસપણે ધર્મ સાંભળવાને ને સ્વીકારવાને ભાગ લેવા લાગ્યા.

એમ એક પછી એક પાટપર આવેલા મહાન્ સમર્થ પ્રભાવકો થયા. તેઓ, પૂર્વમાં આહ્લાની ખેડ, ઇડર, અમનગર વગેરે સ્થળોમાં વિચર્યા હતા. દક્ષિણમાં સુરત સુધી, પશ્ચિમમાં લીંબડી, વાંકાનેર, ને ઉત્તરમાં કડી–કલોલ સુધી વિચરી તેમણે પ્રભુમાર્ગાનુયાયી શ્રાવક શ્રાવિકાઓને ઉપદેશ કર્યો.

સોમજી ઋષિ સ્વામી પાછળ અનુક્રમે મેઘજી ઋષિજી (૩), દ્વારકાદાસજી (૪), મોરાર ઋષિજી, (૫) નાથાલાલજી (૬), જયચંદજી (૭), મોરાર ઋષિજી (૮) થયા. ત્રણ ચાર પાટ સુધી એક જ

નેતાના હાથ તળે સંપ્રદાયની પરિસ્થિતિ ચાલુ રહી, પણ પછી તેવી સ્થિતિ રહી નહિ. શરૂઆતમાં કોઇ પણ વ્યવસ્થા જેમ દૃઢ ને સ્વસ્થ વિશેષ હોય છે, તેમ વખત જતાં રહેતી નથી. માનુષ્ય પ્રકૃતિમાં પ્રકૃતિના દોષથી એમ બને એ સ્વાભાવિક છે. ચોથી પાટના લગભગ વખતે પાટધર પુરૂષ અમદાવાદ બાજુમાં કેટલાક શિષ્યો સહિત હતા. ભાણજી ઋષિજી પોતાના કેટલા શિષ્યો સાથે ઈડર, બ્રહ્માની ખેડ તરફ વિચરતા હતા. કોઇ સાંપ્રદાયિક પરિસ્થિતિને લઇને આ સંપ્રદાયમંડળ બે ભાગમાં વ્હેંચાઇ ગયું. ભાણજી ઋષિજી આ વખતે ઇડર તરફથી વિહાર કરી પ્રાંતીજ આવતા હતા. પ્રાંતીજ આવ્યા પછી માલૂમ પડયું કે પોતાની બાજુએ માત્ર પાંત્રીશ સાધુઓ રહ્યા છે, સિવાય સર્વ એક બાજુતરફ થઇ ગયા છે. તે વખતે ત્યાંથી વિહાર કરી તે ઈડર પાછા આવી પહોંચ્યા.

શ્રીમાન્ ભાણજી ઋષિજી ઈડરમાં આવ્યા, એ ખબર શ્રાવક-શ્રાવિકાઓના કર્ણપર પડતાં ઉપાશ્રયમાં ભાવિક નરનારીઓ આવી પહોચ્યાં. વંદન સુખશાતાની પૃચ્છા કરવા સાથે ઘણા આશ્ચર્યથી તેઓએ પૂછયું, કે " પૂજ્ય ! આપનું કેમ એકદમ પધારવું થયું ? આપ આવવાથી અમો ઘણા ખુશી છીએ." શ્રીમાને જણાવ્યું કે " કાંઇ જરૂરીઆત લાગવાથી આવવું થયું છે." પ્રેમી શ્રાવક શ્રાવિકાઓએ ઘણા હર્ષમાં આવી જણાવ્યું કે " એવું શું છે તે કાંઇ જણાવશો ?" શ્રીમાને જણાવ્યું કે "અહો શ્રાવિકાઓ ! હું એમ કહું છું કે તમોએ બહુ ઉપદેશ સાંભળ્યો છે, ને ઘણાં ધર્મપ્રેમી છો, તો આર્યાઓ થાઓ, એમ ઇચ્છું છું; ને આ વખતે ગૃહસંસાર છોડી દો." શ્રાવિકાઓએ કહ્યું કે " જો આપની એવી ઇચ્છા હોય ને અમોને અમારાં આ સગાં સંબંધીઓ જો રજા આપે, તો અમે આ જ વખતે

આ જ સ્થળે દીક્ષા લઇએ." તે જ વખતે ત્યાં શ્રાવકોએ કહ્યું કે "અમારાં વ્હેન, વધૂ, પુત્રી કે માતા જેઓને દીક્ષા લેવા મરજી હોય તેમને અમારા તરફથી આજ્ઞા છે." તે જ વખતે ત્યાં બાવીશ સ્ત્રીઓએ દીક્ષા આપવાની અનુમતિ પૂજ્યશ્રી ભાણુજી ઋષિજીને જણાવી. ત્યાં ને ત્યાં જ શ્રીમાને તે બાવિશ સ્ત્રીઓને તે વેશમાં દીક્ષા આપી. બજારમાંથી પ્રેમી શ્રાવકોની દુકાનેથી વસ્ત્ર લાવી, તે સર્વ સાધ્વીઓને આપી મૂળ વેશ ફેરવી નંખાવ્યો. એ મૂળ કપડાંઓને બીજાં કાર્યમાં લઈ લીધાં. એક જ વચનથી એક જ વખતે બાવિશ સ્ત્રીઓ સાધ્વીઓ થઇ એ સમજાવી આપે છે, કે ગુરૂશ્રી કેટલી ને કેવી માનનીય બુદ્ધિ વા કેવી ધર્માભિરૂચિ ધરાવતા હતા, વા ગુરૂશ્રીમાં કેટલી શક્તિમત્તા, વા કેટલું ચારિત્રબલ હોવું જોઇએ.

એ રંગિત કપડાના કકડાઓ હજી અત્યારે પણ પુસ્તકબંધનરૂપે વા માત્ર બંધનરૂપે તેમના વંશનાં આર્યાઓ પાસે નીકળી આવે છે.

એક શાખામાંથી બે શાખા પડી ગઇ, તે કેટલાક વખત સુધી ચાલી. કેટલાંક ક્ષેત્રોમાં તે સાધુ સાધ્વીઓ મમત્વ કરી વિચરવા લાગ્યાં, ને કેટલાંક ક્ષેત્રોમાં મૂળ સંપ્રદાયનાં સાધુસાધ્વીઓ વિચરવા લાગ્યાં, પણ પરિણામે કેટલોક વખત ગયા પછી બન્ને ભાગ એકરૂપમાં મળી ગયા. મનનું સમાધાન થતાં મમત્વ ને અસંતોષ સહજે મટી જાય છે. બે ભાગમાં વ્હેંચણી મમત્વથી થઇ, પણ મમત્વ મટતાં હતું તેમ મૂળ રૂપમાં ઐક્ય બની ગયું.

બ્રહ્માની ખેડ, ઇડર, અમનગર વિગેરે તથા પાસે નાનાં નાનાં બીજાં ક્ષેત્રો પણ તેમણે ઉઘાડ્યાં હતાં; પણ અત્યારે આમાંનું એક પણ ક્ષેત્ર નથી. ઇડરમાં હમણાં થોડા વખત પહેલાં સુધી સાધુઓ જતા હતા. ત્યાં પડી ગયેલ મકાનની જમીન ઉપાશ્રયના નિશાનથી

ઓળખાય છે, એટલે અત્યારે એ નિશાન પણ નહિ રહ્યું હોય. વસ્તુસ્થિતિ એમ બની હતી કે પન્નર સોળ પાટ સુધી સાધુઓ ને સાધ્વીઓની સંખ્યા સારી રહી હતી, પરન્તુ પછી સંખ્યા એક-દમ ઘટી જતાં-વિસ્તારમાં નહિ વધતાં સર્વ ક્ષેત્રોમાં પહોંચી શકાયું નહિ. જે ક્ષેત્ર દૂર તે ક્ષેત્રમાં જતાં વિલંબ થવા લાગ્યો, ને ત્યાં સ્હામી બાજુથી ધર્મતત્ત્વના બ્હાને આક્રમણ થવા લાગ્યું, જેથી એ ક્ષેત્રોને આજે ગુમાવી નાંખવા જેવું થયું છે. હવે એ ક્ષેત્રોને મમત્વની માલેકી તરીકે નહિ, પણ ધર્મતત્ત્વ પ્રસારી પુનઃ સજી-વન કરવા તરીકે પુનઃ પ્રાપ્ત કરવાને આપણામાં શક્તિ નથી, વા આપણે ખોઇ બેઠા છીએ, એ ખુલ્લું છે.

૮ મી પાટે શ્રી મોરારજી સ્વામી થયા. તેમના શિષ્ય શ્રી સુંદરજી સ્વામી થયા. તેઓ પોતે ગુરૂશ્રીની હયાતીમાં દેહોત્સર્ગી થયા હતા, પણ તેમને ત્રણ શિષ્યો થયા હતા. શ્રી નાથા ઋષિજી, શ્રી જીવણ ઋષિજી, શ્રી પ્રાગજી ઋષિજી, એ ત્રણે પ્રભાવક સમર્થ થયા.

૯ મી પાટપર શ્રી નાથા ઋષિજી આવ્યા. તેમને ચાર શિષ્યો થયા. શ્રી શંકર ઋષિજી, શ્રી નાનચંદજી, શ્રી ભગવાનજી ને શ્રી ખુશાલજી.

૧૦ મી પાટે શ્રી જીવણ ઋષિજી આવ્યા.

૧૧ મી પાટપર શ્રી પ્રાગજી સ્વામી આવ્યા. તેમણે એ સ્થાનને ઘણું શોભાવ્યું. તેમના માટે એક ટૂંકી વાર્તા એવી છે કે, તેઓશ્રી જ્ઞાતિએ ભાવસાર કુટુંબના હતા. તેમના પિતા રણછોડદાસ હતા. પ્રથમ તો તે શ્રીમાન્ સુંદરજી સ્વામીનો ઉપદેશ સાંભળી બાર વ્રતધારી શ્રાવક થયા. કેટલાંક વર્ષ સુધી તેમણે શ્રાવકપર્યાય પાળી, પણ પછી સંયમ લેવા અભિરૂચિ થઇ આવી. સંયમ લેવા માતા

પિતાશ્રી પાસે આજ્ઞા માંગી, પણ પુત્રવાત્સલ્યને લીધે ઘણી આનાકાની ચાલ્યા છતાં પણ માતાપિતાએ રજા ન આપી. બહુ વખત વિચાર કરવા પછી તેમણે નિશ્ચય કર્યો કે, ભિક્ષાચર્યા કરવી એ જ ઇષ્ટ છે, એટલે તેમણે ભિક્ષાચર્યા કરવાની શરૂઆત કરી દીધી. આખરે માતાપિતાએ પોતાના વિચારમાં નાસીપાસ થઇ ગુરૂશ્રી પાસે સંયમ લેવા તેમને રજા આપી. એ માસ ભિક્ષાચર્યા કરી વીરમગામ મુકામે શ્રીમાન્ સુંદરજી સ્વામી પાસે માતાપિતાએ ઘણા હર્ષથી ૧૮૩૦ ના વર્ષે તેમને દીક્ષા અપાવી. શ્રીમાન્ પ્રાગજી સ્વામી અભ્યાસ કરી શાસ્ત્રમાં ઘણા નિપુણ થયા ને મુનિગુણોથી ઘણા દીપતા હતા. તેમણે પૂજ્ય પદવીપર આવી ચારે તીર્થને ઘણા ઉજ્જવળ ને તેજસ્વી બનાવ્યા. આ વખતે સાધુઓની સંખ્યા ૭૫ ની હતી. આર્યાઓ તો ઘણાં હતાં. આ વખતે મંડળની શોભામાં ઘણો વધારો થયો હતો. વિજાપુર, ખેરાલુ, ઇડર, બ્રહ્માની ખેડ, પ્રાંતીજ વગેરે ક્ષેત્રોમાં તેમણે ઘણું અટન કરી શ્રાવક શ્રાવિકાઓમાં ને ચારે તીર્થોમાં વધારો કર્યો હતો. તેમને ત્રિકમલાલજી, મોતીલાલજી, કેશવલાલજી, હરિઋષિજી, ઝવેરલાલજી, પાનાચંદજી વગેરે મળી પન્નર શિષ્યો થયા હતા.

અમદાવાદમાં પૂજ્યશ્રી પ્રાગજી સ્વામી બહુ વખત આવી રહેતા. ચૈત્યવાસીઓનું બહુ જોર હતું. રહેવાને કાંઇ ઓછી મુશ્કેલી પડતી નહોતી. ચૈત્યવાસીઓ નાહક પીડા આપી સતાવવા કોઇ રીતે પાછા પડતા નહિ; સાથે સાથે અન્યદર્શનીઓ પણ તેવો પાઠ ભજવતા હતા. પૂજ્ય શ્રીમાન્ ધર્મસિંહજી સ્વામીથી એ ભવ્ય જીવોને સમજાવી સન્માર્ગમાં લાવવાનો પુરૂષાર્થ ચાલુ હતો, તેમાં શ્રીમાન્ પ્રાગજી સ્વામીએ કેટલાંક ખાસ કુટુંબોને વૈષ્ણવ દર્શનમાંથી ઉદ્ધૃત કરી સ્વકીય ધર્મમાં ચુસ્ત શ્રદ્ધાળુ બનાવ્યા. પાનાચંદ ઝવેર, સાયચંદ

ઝવેર, ગીરધર શંકર, ખેમચંદ ઝવેરચંદ વગેરે કેટલાક કુટુંબો વૈષ્ણવમાંથી નીકળી ખાસ તે મહાન્ પ્રભાવકથી આ ધર્મમાં દાખલ થયાં. પાછળથી પૂજ્યજી વૃદ્ધાવસ્થામાં પગના દરદના લીધે વિહાર કરી શક્યા નહિ, જેથી વિસલપુર મુકામે સ્થિરવાસ રહ્યા. પચીસ વર્ષ સ્થિરવાસ રહી ૧૮૯૦ માં તે સ્વર્ગવાસી થયા.

૧૨ મી પાટપર પૂણ્યશાળી શ્રી શંકરજી સ્વામી આવ્યા, જેઓ શાસ્ત્રમાં ઘણા નિષ્ણાત ને સમર્થ નિવડ્યા. તેમની વિશદ કથા કંઇક ગુપ્ત રહી ગઇ છે, પણ તેમણે કાંઇક જ્ઞાનરહસ્યશલાકા પોતાના શિષ્ય જે પુંજાજી સ્વામી થયા તેમને આપી. પૂજ્યશ્રી શંકરસ્વામી તે ખરેખર શં=સુખ, કર=કરનાર રૂપે હતા ને શાસ્ત્રો કંઠસ્થ થઇ તેમના મુખપર રહ્યાં હતાં.

૧૩ મી પાટે શ્રી ખુશાલજી સ્વામી પૂજ્ય પદવીપર આવ્યા.

૧૪ મી પાટે શ્રી ( પૂજ્ય શ્રી પ્રાગજી સ્વામીના શિષ્ય ) હરિ ઋષિજી પૂજ્ય પદવીપર આવ્યા.

૧૫ મી પાટે શ્રી મોરારજી સ્વામી (શ્રીમાન્ નાનચંદ્રજી સ્વામીના શિષ્ય ) આવ્યા. શ્રીમાન્ નાનચંદ્રજી સ્વામી પોતે પૂજ્ય પદવીપર આવ્યા નહિ હતા.

૧૬ મી પાટપર શ્રી ઝવેરજી સ્વામી પૂજ્ય પદવીપર આવ્યા. તેમનો જન્મ વણિક કુટુંબમાં દશા શ્રીમાળી જ્ઞાતિમાં વિરમગામમાં થયો હતો. તેમણે પોતાના બીજા ભાઇ મોતીચંદ સાથે પૂજ્ય શ્રીમાન્ પ્રાગજી સ્વામી પાસે સંવત્ ૧૮૬૫ ના માઘ શુક્લ પાંચમના દિવસે દીક્ષા લીધી. પૂજ્ય શ્રી ઝવેરજી સ્વામીએ પદવીપર આવતાં વાંત છઠ્ઠ છઠ્ઠ તપ શરૂ કર્યો. જીવનપર્યંત એ તપ તેમણે ચાલુ રાખ્યો. વિરમગામ મુકામે તે સમાધિસ્થ થયા. તે પૂજ્યશ્રીના ત્રણ શિષ્યો

થયા, જેમાં એક કાલુ ઋષિજી, બીજા ગણુજી ઋષિજી, ને ત્રીજા હીરાચંદ્રજી સ્વામી હતા.

આ સ્થળે ગણુજી ઋષિજીનું વૃત્તાન્ત કાંઇક જાણવું આવશ્યક થઇ પડશે.

વિરમગામમાં ભાવસાર કુટુંબમાં ગણુજી ઋષિજીનો જન્મ થયો હતો. જે વિચારો તરૂણમાં પણ ન આવી શકે, તે વિચારો તેમને બાલ્યભાવમાં સ્ફૂર્યા હતા. ભાવીમાં રાજા થનાર વ્યક્તિમાં જેમ સત્તાનો ફાંકો દેખાય છે, નાનાં નાનાં બાળકો એકઠાં કરી તે હૂકમ કરતો જણાય છે, તેમ આ ગણુજી નામના બાળકમાં ભાવિમાં થનાર કોઇ ઉચિત પુનિત સંસ્કારોથી નાનાં નાનાં બાળકો એકત્ર કરી સમજાવવાનો પવન વાતો હતો. બાલકોને એકત્ર કરી કહે કે " જો આ કીડીને મારશો તો પ્રભુ આપણને મારશે, જો દુઃખ આપશો તો જરૂર પ્રભુ આપણને દુઃખ આપશે." આવી આવી યુક્તિ કરી બાળકોને પાપ નહિ કરવાનો ઉપદેશ તે એ બાળકપણામાં રહી કરતા. વિરમગામમાં પૂજ્યશ્રી ઝવેર સ્વામીનો યોગ તે ગણુજી નામના બાળકને મળી આવ્યો. દીક્ષા લેવાની ઇચ્છા તે બાળકે જણાવી. માતપિતાએ આ વાર્તા સાંભળી ઘણો વિરોધ બતાવ્યો અને ઘણી આનાકાની કરી. બાળકે નવ વર્ષની વય છતાં પોતાનાં માતાપિતાને સમજાવ્યાં. ઉપરાંત વાંધો લેનાર અજ્ઞ માણસોને પણ પોતાની ડહાપણભરેલી યુક્તિથી પોતાની ઇચ્છા વ્યાજબી છે એવું સમજાવી આપ્યું ને શાન્તિથી પોતે પૂજ્યશ્રી ઝવેરજી સ્વામી પાસે દીક્ષા લીધી. સાથે માતાએ પણ દીક્ષા લીધી. પિતાએ થોડો વખત ગયા પછી વૃદ્ધાવસ્થામાં પૂજ્યશ્રી અલૂકચંદ્રજી સ્વામી પાસે દીક્ષા લીધી.

શ્રી ગણુજી ઋષિજીએ દીક્ષાપર્યાય થોડા વર્ષ પાળી, પણ થોડા

વર્ષમાં સૂત્રાભ્યાસ ઘણો કંઠસ્થ કર્યો. એક વખતે પૂજ્ય શ્રી જીવેરજી સ્વામી અમદાવાદ પધાર્યા, ત્યારે ગણજી ઋષિજીને સાથે લઇ ઔષધાદિ લેવાને તે એક ચૈત્યવાસી ગૃહસ્થને ત્યાં ગયા. છોટી ઉમરમાં રહેલા ગણજી ઋષિજીને જોઇ ગૃહસ્થ ઘણું વિસ્મય પામ્યો. શરીરના સૌંદર્યે ને નાજુકતાએ તે ગૃહસ્થના દિલનું ખેંચાણ કર્યું. ગૃહસ્થે ગુરૂશ્રીને પૂછ્યું કે મહારાજ! શું સમજી આવી છોટી ઉમરમાં આ મુનિએ દીક્ષા લીધી છે? પૂજ્ય શ્રી જીવેરજી સ્વામી કર્ણેંદ્રિયમાં ઓછા ( બ્હેરા ) હતા. ગણજી ઋષિએ તે સંબંધી સર્વ ખુલાસો કર્યો. એ સાંભળી તે ગૃહસ્થ ચકિત જ થઇ ગયો! ફરી એ ગૃહસ્થે વિનવ્યું કે ત્યારે કહો કે આપે શો શાસ્ત્રાભ્યાસ કર્યો છે ને કર્યો હોય તો કોઇ વિષય સમજાવો. તે વખતે મુનિ શ્રી ગણજી ઋષિએ મૃગાપુત્રનું અધ્યયન શાસ્ત્રીય શૈલીમાં કહી સમજાવ્યું. એ ગૃહસ્થ ભાષા, છટા, મધુરતા, મૃદુતા, વગેરે વાણીદ્વારા જાણી સાનંદ વિસ્મિત થયો. જયારે આ વિષય ચાલતો હતો, ત્યારે ગૃહનું વિશાળ કુટુંબ એક જ કર્ણ ને એક જ દૃષ્ટિએ સાંભળવા ને જોવા એકદમ મળી ગયું હતું. ગૃહકુટુંબની સર્વ વ્યક્તિઓએ તેમાં રસસહિત ભાગ લીધો હોય એમ જણાતું હતું. મુનિશ્રીનું સવિનય લાવણ્ય ને સાધુતા જોઇને આટલી ઉમરમાં તે એવું સમજી શક્યા છે એ જોઇ તે ગૃહસ્થ ને તે ગૃહની વ્યક્તિઓ સ્નેહ બતાવવા લાગ્યાં ને કહેવા લાગ્યાં કે, આપ અહીંથી કાંઇ પણ વસ્ત્ર-પાત્ર વગેરેમાંથી જે વસ્તુ આપને કલ્પનીય હોય તેનો ખુશીથી પ્રતિલાભ ઘો. એમ કહી જેમ સ્વકીય સેવક હોય ને ભક્તિથી આગ્રહ કરે, તેમ લાગણીથી યતકિંચિત્ પણ પ્રતિલાભ આપી ફરીથી પધારવા આજીજી કરી.

ગણુજી ઋષિ સાથે પૂજ્યશ્રી પાછા ફર્યા. ગણુજી ઋષિ કેટલોક વખત ત્યાં રહ્યા, તેવામાં માંદગીમાં આવી પડયા. કેટલાક દિવસો સુધી તે ગૃહસ્થે રાહ જોઇ, પણ તે મુનિ આવ્યા નહિ, ત્યારે તેમણે પોતાનું માણસ મોકલી ખબર મંગાવી. માણસે જણાવ્યું કે તમે જેની રાહ જુઓ છો તે ઘણા માંદા છે. આથી તેમણે બની શકે ત્યાંસુધી ખબર મેળવવા ને તેમને જે જે જોઇએ, તેમાં મદદ કરવા લાગણી બતલાવી. છેવટે તે ગતાયુઃ થયાના ખબર મળતાં તેમના વાસ્તે પાલખી કરવા ઇચ્છા જણાવી. જ્યારે શ્રાવકોએ એ ગૃહસ્થને જણાવ્યું કે તેમ કરવામાં તેમને દેરાવાસી શ્રાવકો તરફથી અડચણ પડવા કારણ છે, ત્યારે તે ગૃહસ્થે–જે ગૃહસ્થ સંપત્તિમાન્ ને જ્ઞાતિમાં અગ્રણીય હતો તેણે–જણાવ્યું કે ખુશીથી તે કાર્ય કરો ને તેમાં તમોને કાંઇ અડચણ નહિ આવે. તુર્ત જ ત્યાં ગતાયુઃ શબને માટે પાલખી કરવામાં આવી ને કહાડવામાં આવી. તે વખતથી અમદાવાદમાં સાધુઓના શબને માટે પાલખી કરવાની શરૂઆત થઇ છે.

ગણુજીઋષિએ દીક્ષા લગભગ નવ વર્ષની ઉમરમાં લીધી હતી અને ત્રણ કે ચાર વર્ષ રહી બારમા-તેરમા વર્ષમાં તે ગતાયુઃ થયા.*

* વિશમા સૈકામાં આ વાર્તા કદાચ ફેંકી દેવા જેવી ગણાશે, પરન્તુ જાણવું જોઇએ કે પશ્ચિમમાં કે પૂર્વમાં એક એક એવી વ્યક્તિઓ થઇ શકે છે કે જેણે બાર–તેર વર્ષમાં ગદ્ય વા પદ્ય એવી રીતે રચી બતાવ્યું છે, વા કેટલીકે બોલી બતાવ્યું પણ છે, કે જે ઘણાઓ જાણી કે જોઇ વિસ્મય પામ્યા છે. એવા તીવ્ર બુદ્ધિમાનો ઘણા જ અલ્પ આયુઃવાળા હોય છે. જેમ દીપ થોડા તેલમાં હોવાથી થોડા વખત માટે ખૂબ ભભક સાથે તેજ મારે છે, પણ ક્ષણવારમાં બુઝાઈ જાય છે; તેમ બુદ્ધિમાન્‌ને ચારમાંની કોઇ પણ એક ખોટ હોય છે જ, એમ સુજ્ઞ વિદ્વાનોએ જણાવ્યું છે:—

## ૧૭ મી પાટ.

પૂજ્ય શ્રી શંકર સ્વામીના શિષ્ય પુંજાજી સ્વામી ૧૭ મી પાટ-પર આવ્યા. તે કડીના ભાવસાર જ્ઞાતિના હતા. તેમણે દીક્ષા લેવાની ઇચ્છા જ્યારે બહાર મૂકી ત્યારે તેમના માતાપિતાએ ના પાડી, એટલું જ નહિ, પણ તેમના ઉપર સખ્તાઇ કરવાને સરકારમાં ફરિયાદ કરી કે અમારા આ પ્રિય પુત્રને આ સાધુઓ લઇ જાય છે! સરકારી માણસોએ આ ઉપરથી દીક્ષિત થનાર વ્યક્તિ પુંજાભાઇને 'સાધુ નહિ થાઉં' કહેવરાવવાને કોરડાનો માર માર્યો ને પૂરી પણ મૂક્યા. પણ જેનું હૃદય અગાધ-ઉંડા તત્વને પામ્યું છે, તેને માર શું કરી શકે? સત્યની સ્હામી બાજુએ હમેશાં કષ્ટ ડોકીયાં કરી રહ્યું હોય છે, એ વાર્તા ખુલ્લી છે. અડગ-નિશ્ચલ માણસને એ કષ્ટ વહોરવું પડે, એ અસ્વાભાવિક નથી. પુંજાભાઇએ અઠ્ઠમ તપ શરૂ કરી દીધો, ને મૌન રીતે જે કરે તે સવ સહન કરી લેવા નિશ્ચય કર્યો. સરકારી માણસો આખરે થાકી ગયા ને પુંજાભાઇની દૃઢતા દેખી ખુશી સાથે રજા આપવા તેમણે તેમનાં માતાપિતાને કહી દીધું. પછી માતાપિતાએ રજા આપી, ને તેમણે પૂજ્ય શ્રી શંકરજી સ્વામી પાસે દીક્ષા લીધી. તે શાસ્ત્રવિષયમાં ઘણા કુશળ થયા, તથા તેમણે ઘણો અનુભવ ને તાત્વિક રહસ્ય ગુરૂશ્રી પાસેથી મેળવ્યું. ગુરૂશ્રી પાસે અમૂલ્ય જ્ઞાન ખજાનો હતો, તેમાંથી તેમણે તે પ્રાપ્ત કર્યું હતું. પુંજાજી સ્વામીએ પોતાની પાસે આવનાર ઘણાઓને

---

पुमानत्यंत मेधावी । चतुर्णामेकमश्नुते ॥
अल्पायुरनपत्यत्वं । निर्धनत्वं रुजार्दितम् ॥

બુદ્ધિમાન્ ચારમાંથી એકને પ્રાપ્ત થાય છે; અલ્પ આયુષ્ય, પુત્ર-રહિતતા, નિર્ધનતા, કે પછી અનારોગ્ય.

સારામાં સારો અભ્યાસ કરાવ્યો હતો. કચ્છમાંથી નાની પક્ષના સાધુઓ કે જેમણે નાની પક્ષની શરૂઆત કરી, તે ખાસ તેમની પાસે આવી અભ્યાસ કરી ગયા હતા, ને તે વાર્તા તેમના અનુયાયીઓ અત્યારે પણ કહે છે.

તેમણે વઢવાણમાં દૈહિક સ્થિતિ પૂર્ણ કરી, એટલે ૧૯૧૫ ના શ્રાવણ કૃષ્ણની પંચમીના દિવસે તે પંચત્વને પામ્યા.

## ૧૮ મી પાટ

પર નાના ભગવાનજી સ્વામી ( નાથા ઋષિજી સ્વામી ૯ મી પાટપર હતા તેમના શિષ્ય ) આવ્યા. તેમના સંબંધમાં કાંઇ જાણવા જેવું જણાતું નથી. તેઓ વઢવાણમાં ૧૯૧૯ ના માર્ગશિર્ષ માસમાં ગતાયુઃ થયા.

## ૧૯ મી પાટ

પર પૂજ્ય શ્રી મલુકચંદ્રજી સ્વામી આવ્યા. શ્રીમાન્ નાનચંદ્રજી સ્વામીના તે શિષ્ય હતા. આ સ્થળે શ્રીમાન્ નાનચંદ્રજી સ્વામીનો ઇતિહાસ જાણવાલાયક થઇ પડશે.

શ્રીમાન્ નાનચંદ્રજી સ્વામી–પૂજ્યશ્રી નાથાઋષિજી સ્વામીના શિષ્ય પૂજ્ય પદવીપર આવ્યા નહિ હતા, નહિતો તેમનું વૃત્તાન્ત પ્રથમ આવી ગયું હોત. નાનચંદ્રજી સ્વામી કડીના વણિક જ્ઞાતિના હતા. રતનપોળમાંથી તેમણે દીક્ષા લીધી હતી. તેમનો શ્રુતાભ્યાસ સારો હતો. ઘણાં સૂત્રો તો તેમને કંઠસ્થ હતાં, પણ આ ઉપરાંત તે ખાસ તપસ્વી તરીકે ઓળખાતા હતા, એટલે ઉપવાસાદિ તપ બહુ કરતા હતા. કેટલાંક વર્ષ તેમણે છઠ્ઠ છઠ્ઠ ઉપવાસ કર્યા, પછી અઠ્ઠમ તપ છેલ્લાં તેત્રિશ વર્ષસુધી કર્યો હતો. પારણામાં કેટલાંક વર્ષોસુધી તે ચાર જ દ્રવ્ય વાપરતા. છેલ્લાં થોડાં વર્ષ દરમિયાન

એ દ્રવ્ય ઉપર તે આધાર રાખતા, જેમાં અનાજ તે વાપરતા નહિ. આથી તે ઉગ્ર તપસ્વી તરીકે મશહુર થયાની યશોલીલા ફેલાઇ હતી. સાથે એ પણ હતું કે તે સ્વભાવના ઘણા સખ્ત હતા. લોકો તેઓની આગળ જેમ તેમ બોલવા હીમત કરતા નહિ, એટલે તેમને જોતાં જ લોકો દબાઇ જતા.

એ સંબંધી એક વાર્તા એવી છે કે તેઓ પ્રાંતીજ, ઇડર, અમનગર વગેરે બાજુમાં વિહાર કરતા હતા. ( આ ક્ષેત્રો હમણાં-સુધી હતાં. ત્યારપછી થોડો વખત જતાં જવાનું બંધ રહેતાં બંધ થઇ ગયાં છે. ) વાંકાનેર, લીંબડી વગેરે ક્ષેત્રોમાં તે ખાસ જતા. વાંકાનેર ખાસ જતા હતા ત્યાંસુધી રહ્યું, પણ પછી લીંબડી સંપ્રદાયના સહવાસથી તે લીંબડીમાં મળી જાય એ સ્વાભાવિક છે. લીંબડીમાં ખાસ શ્રીમાન્ નાનચંદ્રજી સ્વામી જતા હતા, પણ લીંબડીમાં ત્યાંની સાંપ્રદાયિક સંસ્થાનું બળ વિશેષ હતું, જેની વિરૂદ્ધતાથી તેમને ઘણી અડચણો પડતી. ત્યાંવાળાઓ ઘણી વખત ઉપાશ્રયમાં ઉતારવાને કચવાટ જણાવતા, પણ ખુલ્લી રીતે મુખ આગળ તેઓ કાંઇ પણ બોલી શકતા નહિ! તે તેમના તપનો તથા પ્રતાપી સ્વભાવનો પ્રભાવ હતો.

આચારમાં પણ તે બહુ ઉગ્ર હતા. તેમનું શારીર બળ તેમ જ હૃદ-યબળ ઉગ્ર હતું. તેઓના શિષ્યોમાંના કેટલાંકનાં નામ આ પ્રમાણેઃ- શ્રી મોરારજી સ્વામી, શ્રી કલુજી, શ્રી ઝવેરલાલજી સ્વામી, શ્રી મલુકચંદ્રજી સ્વામી ( ૧૯ મી પાટપર આવ્યા તે ). તેમાંના કેટલાક શિષ્યો તેઓ શ્રી સાથે સખ્ત તપ કરતા હતા; તેમાં શ્રી કલુજીએ જુદા જ લક્ષ્યથી દીક્ષા લીધી હતી, પણ પરિણામ કાંઈ જુદું જ આવ્યું હતું.

કલુ નામે એક ગરીબ કામ કરનાર માણસ વિરમગામમાં એક

ગૃહસ્થના છાપરા ઉપર રહી છાપરું સુધારતો હતો, તેવામાં ઉપર્યુક્ત તપસ્વી ગૌચરી કરતા કરતા તે ગૃહ આગળ આવ્યા. ત્યાં સર્વ સ્ત્રીપુરૂષો એકઠાં થઇ સ્વામીજીને આહાર વહોરવાની વિનંતિ કરી વહોરાવવાને લઇ ગયા. તેઓ ગૃહમાંથી ભોજનના પદાર્થો ઘણા હર્ષથી ને ઉત્સાહથી લાવી વહોરાવવાને મંડી પડયા. તપસ્વી શ્રી કહે છે, બહુ થયું, હવે નહિ જોઇએ; તેમ તેમ શ્રાવકો વધારે આગ્રહ કરવા લાગ્યા. આ જોઇ ગરીબ કામ કરનાર તદ્દન નવાઇ પામી ગયો. તે વિચારવા લાગ્યો કે આટલું આટલું આગ્રહ કરી આ લોકો આપે છે, ત્યારે આ સાધુ ના પાડે છે; હું જ્યારે ઇચ્છું છું, ત્યારે કોઈ આપવા ઇચ્છતું નથી!

આ પરથી તેણે વિચાર કર્યો કે સાધુ થવું તે હવે ઇષ્ટ છે. કાર્યથી મુક્ત થઇ ઉપાશ્રયમાં આવી તે દર્શન કરી બેઠો. થોડી વારે તે બોલ્યો કે "મહારાજશ્રી! આપને જણાવું છું કે આપની પાસે હું સાધુ થવાને ચાહું છું." મહારાજશ્રીએ તેને સર્વ પ્રકારે સમજણ પાડી. જેમ કહ્યું તેમ સર્વ પ્રકારે હા પાડીને સાધુ થવાની કલુએ ઇચ્છા જણાવી. તેમણે તપસ્વી મહારાજશ્રી પાસે દીક્ષા લીધી. તપસ્વી મહારાજે કેટલોક વખત રહ્યા પછી ત્યાંથી વિહાર કર્યો. રસ્તામાં ગામડામાં જતાં કલુજીના માટે તેમણે આહાર લાવી આપ્યો. આહાર જોઇને કલુજી નાખુશ થયા, ને બોલ્યા કે "આવા આહાર માટે હું સાધુ થયો નથી!" તપસ્વીના હૃદયમાં ભાગ્યે જ ખ્યાલ આવ્યો હોય કે કોઇ જુદા હેતુ માટે આ દીક્ષા લે છે! પરંતુ જ્યારે કલુજીએ ખુલ્લું કહી નાંખ્યું, ત્યારે તે આશ્ચર્યચકિત થઇ ગયા. તપસ્વીએ કહ્યું કે "આજે તો ચલાવો, કારણકે આ નાનું ગ્રામ છે; અહીં જોઇએ તેવું ક્યાંથી મળે? પણ હવે મોટા શહેરમાં તેમ નહિ બનશે."

કડી ગ્રામમાં ઘણા પ્રેમી શ્રાવકો હતા, ત્યાં તેઓ આવી પહોંચ્યા. ત્યાં આહારની અનુકૂળતા સચવાય ને કલુજીના હૃદયને અસંતોષ ન થાય એ ખ્યાલ તપસ્વી ને બીજા શિષ્યોએ બરાબર રાખ્યો, પણ આમ થવા સાથે તપસ્વીએ ઉંડું વિચાર્યું કે ' જરૂર એમને શાસ્ત્રનું શ્રવણ કરાવવાની જરૂર છે. જો કદાચ તે પુણ્યવાન્ હોય તો વિચાર· શાળી થાય ને માર્ગના સ્વરૂપને બરાબર સમજે. '

કલુજીને માટે ખાસ ઉત્તરાધ્યયન શ્રવણ કરાવવાનું તેમણે શરૂ કર્યું. વિનય અધ્યયનથી શરૂ કરી પાપશ્રમણ અધ્યયનનો સૂત્રાર્થ બરાબર કર્ણદ્વારા હૃદયમાં આવતાં-વિચારતાં કલુજી મુનિ તદ્દન સ્તબ્ધ બની ગયા. " અહો હો! ક્યાં આ શાસ્ત્રકારનો આશય ને ક્યાં મારી લોલુપતાવાળી ગૃદ્ધવૃત્તિ ? ક્યાં મુનિધર્મ, ને ક્યાં તેનાથી બહિર્મુખ મારી વૃત્તિ ? જરૂર જો મને આ શ્રવણ પૂજ્યશ્રીએ ન કરાવ્યું હોત તો આ મારી વૃત્તિમાં કેમ ફેર પડત ? " તીવ્ર વેગથી સ્વકીય ભૂલ તેમના જોવામાં આવી, કે તુર્ત જ જીહ્વેંદ્રિયની લોલુ· પતા તરફના પોતાના સર્વ વિચારોને તેમણે એકદમ પાછા ફેરવ્યા. ઉંડાણમાં કાંઈ જુદું જ ભાન પ્રકાશમાં આવ્યું. સર્વ પ્રકારે જીહ્વેં- દ્રિય-શુશ્રૂષાની અરૂચિ તેમને ઉદ્ભવી અને પછી પૂજ્યશ્રીને તેમણે કહ્યું કે, હવે પછી સર્વ વિકૃતિ ( વિગઇ ) ને ન વાપરવાનો ત્યાગ કરાવો. પૂજ્યશ્રીએ કહ્યું કે તેમ કરો તો સારૂં છે, નહિતો અમારી સાથે તમારી ઇચ્છા હોય તો અઠ્ઠમ તપ શરૂ કરો, તો આપણુ સર્વને ( સર્વમાં ત્રણ કે ચાર તપસ્વી-પોતા સહિત ) સાથે અનુકૂળતા થશે. તે વખતે કલુજીએ આજ્ઞાનો વિચાર કરી તેમની સર્વની સાથે અઠ્ઠમ કરવાની શરૂઆત કરી.

તે અઠ્ઠમ તપ કરતા હતા, એવામાં એક વખતે કલુજીને તાવ

આવ્યો. પારણાનો દિવસ આવ્યો, પણ તાવ ખસ્યો ન હતો, ત્યારે આવતા પારણાના દિવસે સાથે રહેવાને વાસ્તે બીજા ચાર ઉપવાસ (પારણાના દિવસથી) નો તેમણે વધારો કર્યો. પારણાનો દિવસ આવ્યો પણ તાવ તો ન જ ગયો. તેમણે વિચાર્યું કે તાવ તો છે, ખસતો નથી, તો પછી આહાર લઇને શું કરવું છે? કાંઇ નહિ. બીજા ચાર ઉપવાસ તેમણે વધાર્યા. માણસ તાવને લીધે ખાઇ શકતો નથી પણ આશા વા શુશ્રૂષા દેહમાં હોવાથી ખાવાને તરફડીયાં મારે છે; તેના કરતાં આશા છોડવી એ શું ઇષ્ટ નથી? એકવિશ–બાવિશ દિવસસુધી એમ તાવ ચાલુ રહ્યો, ત્યારે મુનિ કલુજીએ ગુરૂશ્રી પ્રતિ જણાવ્યું કે હવે તો સંલ્લેખના જ કરાવી દ્યો! ગુરૂશ્રીએ કહ્યું કે ધારો કે તાવ ખસે તો પછી શું કરશો? ઉત્તરમાં મુનિ કલુજીએ જણાવ્યું કે જેમ થવું હોય તેમ થાય પણ હવે સંલ્લેખના કરવા જેવા સંયોગો છે, ને ઇચ્છા પણ છે. તે પરથી ગુરૂશ્રીએ સંલ્લેખના કરાવી. બે ત્રણ દિવસ નહિ ગયા હોય ને તાવ ગયો! શરીર સામાન્ય પ્રકારે સારૂં જણાવા લાગ્યું, પણ સંલ્લેખના છે, એ વિચાર લેશ પણ તેમના મગજમાંથી ખસ્યો નહિ હતો. વિચારશાળામાં તદ્દન આનંદ ચાલતો હતો. વિચારો તદ્દન ઉચ્ચ કોટિના જ પ્રસરતા હતા. તાવ ગયા પછી બહુ દિવસો સંલ્લેખનામાં ગયા નહિ હતા, પણ અન્તિમ સ્થિતિના લગભગ બે દિવસમાં તેમને શાન્ત આન્દોલનોથી અવધિજ્ઞાન થયું. આ બનાવ વઢવાણમાં થયો હતો. ગુરૂશ્રીને તેમણે વાર્તા નિવેદન કરી કે હું આ પ્રમાણે જોઉં છું. ગુરૂશ્રીએ કહ્યું કે તેનો પુરાવો શો કે એ વાર્તા ખરી છે? તે વખતે ગામની અંદરની અમુક વસ્તુ વિષે, તથા અમુક વ્યક્તિ વિષે પરિણામો શું આવશે તે તેમણે કહ્યું. વડોદરાનો સંઘ અમુક દિવસથી સંલ્લેખના જાણી દર્શન કરવા

નિકળ્યો છે, પણ મારૂં શબ બહાર અમુક સ્થળે પહોંચશે, ત્યાં તે લોકો આવી પહોંચશે, એવું તેમણે જણાવ્યું. મુનિ કલુજી શાન્તપણે જીવન પૂર્ણ કરી સમાધિસ્થ થઇ ગયા. શા હેતુથી પ્રવજ્યા લેવામાં આવી હતી, ને શું પરિણામ આવ્યું, તે આ ઉપરથી વિચારક જન સમજી શકશે.

તપસ્વી શ્રી વિહાર કરી કલોલ આવ્યા હતા. શરીર જીર્ણ થઇ ગયું હતું. અનાજ લેવાનું બે વર્ષથી બંધ હતું, પણ અઠ્ઠમ તો ચાલુ જ હતા. પારણાના દિવસે દહીં ને ઘૃત વાપરતા—બીજું કાંઇ પણ નહિ. એક વાર રાત્રિના વખતે તે વ્યાખ્યાન કહેતા હતા, ઘણા શ્રાવકો સાંભળવાને આવ્યા હતા, તેવામાં પાસે ગાંધી-વૈદ્ય રહેતા તે પણ સાંભળવાને આવ્યા. વૈદ્યે કહ્યું: "મહારાજશ્રી! આપનું શરીર ઘણું જીર્ણ થઇ ગયું છે." વૈદ્યે બરાબર નાડી તપાસી જણાવ્યું કે "આ શરીર હવે વધારે ચાલવાનું નથી. બહુમાં બહુ ચાલે તો તે આજની રાત્રિ પૂર્ણ કરે." લોકો તો આ સાંભળી દિગ્મૂઢ થઇ ગયા કારણકે શરીર સ્થિતિ એવી દેખાતી હતી કે વાર્તા માની શકાય નહિ. તપસ્વી તો સમજી ગયા કે સ્વસ્થ થઇ જવું. ધ્યાનવિચાર સાથે તપસ્વીએ રાત્રિ શાન્તપણે—સમાધિપૂર્વક ગાળી. રાત્રિ-પ્રતિક્રમણ કરતાં સ્વસ્થપણે—ક્ષણભર પણ અસ્વસ્થતા વિના ૧૮૯૦ ના પોષ શુકલ પંચમીના સ્હવારમાં તે સમાધિસ્થ થયા.

તેમના શિષ્ય શ્રી મલુકચંદ્રજી સ્વામી ૧૫ મી પાટપર હતા. મલુકચંદ્રજી સ્વામી કડીના વણિક જ્ઞાતિના હતા. તેમણે પોતાના ભાઇ ઝવેરચંદ્રજી સાથે દીક્ષા લીધી હતી. તેમની માતુશ્રીએ તથા તેમની ફોઇએ પણ દીક્ષા લીધી હતી. તેઓના બે શિષ્યો થયા. શ્રી

વનપાલજી તથા શ્રીમાન્ રઘુનાથજી. શ્રી વનપાલજી–ગણુજી ઋષિજીના પિતાએ, શ્રી ગણુજી ઋષિજીએ દીક્ષા લીધા પછી દીક્ષા લીધી હતી. વનપાલજીએ દીક્ષા પહેલાં સંસારમાં શ્રાવકપર્યાય સ્વીકારી હતી. તેમણે સૂત્રનો અભ્યાસ પણ કર્યો અને પાછળથી વૃદ્ધાવસ્થામાં દીક્ષા લેવા ઇરાદો કર્યો. તેમણે દીક્ષા ઘણા વૈરાગ્યથી ને સમજણ સાથે લીધી. શ્રી મલુકચંદજી સ્વામી ઘણા શાન્ત ને સ્થિર હતા. સાથે વનપાલજી શિષ્ય એવા સુગુણી થયા હતા. વનપાલજી જોકે વૃદ્ધ હતા તોપણ ગુરૂશુશ્રૂષા કરવામાં અધીન હતા. આ વખતે આર્યોની-સાધુઓની સંખ્યા ઘણી ઘટી ગઇ હતી. સાધ્વીઓ–આર્યાઓની સંખ્યા કાંઇક ઠીક હતી.

## ૨૦ મી પાટ

પર શ્રીમાન્ હીરાચંદજી સ્વામી આવ્યા, જેઓ આંજણા કણબી હીમાજી નામની વ્યક્તિના પુત્ર અમદાવાદથી દક્ષિણમાં સાત ગાઉ ઉપર આવેલા પાલડી ગામના હતા. તેમણે ૧૩ વર્ષની ઉમરે પૂજ્ય શ્રી ઝવેરચંદજી સ્વામી પાસે દીક્ષા વિસલપુરમાં ૧૯૧૧ ના ફાલ્ગુન શુકલ સપ્તમીના રોજે લીધી. પૂજ્ય શ્રી ઝવેરચંદજી સ્વામી બહુ વર્ષ જીવ્યા નહિ હતા. ઘણા ભાગે ૧૯૧૩ માં કે તે લગભગમાં તે ગતાયુઃ થયા, એટલે શ્રીમાન્ હીરાચંદજી સ્વામીને અભ્યાસ કરવાનો બહુ લાભ મળી શકયો નહિ. પછી તેઓ પૂજ્ય શ્રી પુંજાજી સ્વામી પાસે રહ્યા. તેઓ પુણ્યવાન્ ને ઘણા સુજ્ઞ હતા, જેથી તેઓ પૂજ્ય શ્રી પુંજાજી સ્વામી પાસેથી વિદ્યા પ્રાપ્ત કરી શકયા. પૂજ્ય પુંજાજી સ્વામીએ પણ તેમને વિદ્યા આપવાને ઘણી ખંત રાખી અભ્યાસ કરાવ્યો. પૂજ્ય શ્રી પુંજાજી સ્વામી પણ ગતાયુઃ થયા, તેથી તે પૂજ્ય શ્રી મલુકચંદજી સ્વામી પાસે આવ્યા. પછી તેઓ

ઘણા ભાગે ૧૯૨૦ ના વર્ષ સુધી તો તેઓની પાસે જ રહ્યા. તે પૂજ્ય શ્રી પાસે અભ્યાસ કરતા ને તેઓશ્રીની સુશ્રૂષા–સેવા પણ કરતા.

આ વખતે ખાસ જાણવું જોઇએ કે, આર્યો–સાધુઓ ઘણી ન્યૂન સંખ્યામાં આવી ગયા હતા, એટલે કે એવો સંયોગ બન્યો કે ઘણા સાધુઓ ગતાયુઃ થઇ ગયા, ને જે થોડા હતા, તેઓ કેટલાક વૃદ્ધો હતા. આથી એવી સ્થિતિ થઇ પડી હતી કે, જે ક્ષેત્રો મહા પુરૂષપ્રયત્નથી કહાડવામાં આવ્યાં હતાં, તેમાંનાં કેટલાંક તો આજે બંધ પડી ગયાં હતાં. સાધુઓના અભાવે ઉપદેશકાર્ય ઘણું ઠંડું પડી ગયું હતું. આ વખતે સાધુઓની ઘણી જરૂર હતી. ધર્મવૃક્ષના મૂળને સિંચન કરનારના અભાવે ધર્મવૃક્ષો વિસ્તારમાં ન આવે ને શોષાય એ સ્વાભાવિક હતું. પૂજ્ય હીરાચંદ્રજી સ્વામીના મગજમાં એ સંબંધી ઉંડો ખ્યાલ આવવાથી એ તરફ પ્રવૃત્તિ કરવાની તેમણે શરૂઆત કરી. તેઓને ૧૩ શિષ્યો થયા. તેમાં પ્રથમ શિષ્ય ત્રિભુવનજી થયા, જે વીરમગામના રહીશ વણીક મોદી કુટુંબના હતા, તે ઘણા વૈરાગ્યથી દીક્ષિત થયા હતા. ત્યારપછી તેમના એક પછી એક બાર શિષ્યો થયા, જે પૈકી ઘણા શિષ્યો ભાદરણ ગામના પાટીદાર જ્ઞાતિના હતા; પણ એ શિષ્યો થવામાં સુલભતા નહોતી. કારણ એ હતું કે પાટીદારો અન્ય દર્શનના ભિન્ન ભિન્ન વિચારોથી ચકચૂર હતા. જૈન દર્શનપર દૃષ્ટિ નાંખતાં તેઓને ઘણાં ભ્રાંતિકારક વિઘ્નો વિચારપથમાં આવતાં અને સહજે અરૂચિ વૃત્તિ રહેતી, તેમાં વળી અન્ય વિચારો વધારો કરતા. આવા વખતે પૂજ્ય શ્રી હીરાચંદ્રજી સ્વામી ભાદરણ મુકામે આવ્યા. તેમની કહેવાની ને સમજાવવાની શૈલીથી લોકોનું દિલ ત્યાં આવવાને ખેંચાવા લાગ્યું, પણ વધારે આકર્ષણીય બાબત તો એ થઇ હતી

કે એક વખત એવી જગ્યામાં તેમને આશ્રય અપાયો હતો કે, કાષ્ટની પાટપર એક જ સ્થિરાસને બેસીને તેઓશ્રીએ રાત્રિ પૂર્ણ કરી. એ સ્થળે માકણ એટલા બધા તરી આવતા કે ક્ષણભર પણ વખત ગાળવો એ અસંભાવ્ય થઇ પડયું. એવી જગ્યામાં ચુપકીથી તેમને વખત વ્યય કરતા જોઇ આવનાર વર્ગ વિસ્મિત થઇ ગયો. વ્યક્તિસ્થિત ગુણો જોઇ ધર્મપર અનન્ય શ્રદ્ધા તે લોકોને બેસી ગઇ. તે જે કાંઇ સમજાવે છે, તે વસ્તુસ્થિતિ જરૂર આમાં છે, એમ વિશ્વાસ લોકોમાં આવી ગયો. શંકાશીલ લોકો શંકાઓથી ધર્મચર્ચા કરી, નિર્ણયપર આવી, પાછળથી ધર્મમાં દાખલ થયા. મતલબ એ છે કે ત્યાં શ્રી હીરાચંદ્રજી સ્વામીએ ઘણી વખત આવ જા કરી, ઘણા લોકોને સન્માર્ગી બનાવ્યા, ને મજબૂત પાયો નાંખ્યો. તેમનો વૈરાગ્યોપદેશ સાંભળી સંસાર ઉદાસી શ્રી મીઠાજી, શ્રી રામજી ઋષિ, શ્રી ખુશાલજી, શ્રી પુરૂષોત્તમજી સ્વામી વગેરેએ એક પછી એક એઓશ્રી પાસે દીક્ષા લીધી. શ્રી જીવાજી સ્વામી, શ્રી છગનલાલજી સ્વામી, શ્રી ગોવિન્દજી સ્વામી, શ્રી ઉત્તમચંદ્રજી સ્વામી, શ્રી મગનલાલજી સ્વામી, શ્રી નરોત્તમજી સ્વામી ઇત્યાદિ ૧૩ શિષ્યો એઓશ્રીને થયા હતા.

એઓશ્રીએ શાસ્ત્રાભ્યાસ કરી વિદ્યા સારી પ્રાપ્ત કરી હતી. એમણે સુરતસુધી વિહાર કરી સારી રીતે લોકોને ઉત્સાહિત કરી તેમનાં નિરૂત્સાહી ને આચ્છાદિત થયેલાં મગજોમાં ધર્મજીવનનો દીપક પ્રકટાવ્યો હતો. તેમણે શ્રાવક શ્રાવિકા મંડળમાં સ્થિર જીવનને ચૈતન્યવંત કર્યું હતું. તેઓશ્રી લગભગ ૪૧ વર્ષની અંદર જીવનયાત્રા પૂર્ણ કરી વિસલપુર મુકામે કેટલોક વખત શરીરવ્યથા ઘણા શાન્ત ભાવે સહન કરી, ૧૯૩૮ ના આશ્વિન શુક્લની એકાદશીને

દિવસે ગતાયુઃ થયા. એઓ પોતાની પાછળ પોતાના આત્મવીર્યથી ઉત્પન્ન કરેલી ખ્યાતિ મૂકી ગયા છે. એઓશ્રીને આજે પણ-જો કે ઘણાં વર્ષો થઇ ગયાં છે તોપણ-એઓશ્રીની શરીરની ઉંચા કદની ઉન્નતતા તેમજ ગૌરાંગ સુંદરતા, પ્રકૃતિની સમભાવિતા ને વિદ્વત્તાને સ્મરી, ઘણા જૈનો યાદ કરે છે.



## પ્રકરણ ૩ જું.

## શ્રીમાન્ રઘુનાથજી સ્વામી.

એકવીશમી પાટપર અધીષ્ટ થયા તે પૂજ્ય શ્રી રઘુનાથજી હતા. તેમની કીર્તિ લોકજીહ્વાપર જ્વલંત વિલાસી રહી છે. તે આ પૃથ્વીપરથી ચાલી ગયાને આજે કેટલાંક વર્ષો થઈ ગયાં છે, તોપણ એ મૂર્તિરૂપ વ્યક્તિ ભક્તજનોની આંખની સપાટીપરથી ખસી નથી. આજે એ મહાન્ પુનિત વ્યક્તિનું ઉદંત જાણવાને કોઇ પણ આતુર છે, પણ એ ઉદંત શું એટલું બધું રસિક છે? માત્ર રસિકતા હોય તો તેમના ચારિત્રમાં જ છે. એમણે મહાન્ દેશનાયકો માફક દેશની સેવા કરી નથી, તેમ મહાન્ બુદ્ધિમાન્ વૈજ્ઞાનિકોની માફક વિજ્ઞાનશાસ્ત્રની વ્યાખ્યા દુનિયા આગળ જણાવવામાં પગ ભર્યો નથી; તેમણે દુનિયાને નવીન ચમત્કૃતિથી રંગવા કાંઈ યુક્તિ કરી નથી; એટલે એ વ્યક્તિની ઐતિહાસિક જીવનકથા પ્રિય થશે કે કેમ એ શંકા લેખકને થાય એ સ્વાભાવિક છે. તોપણ વસ્તુસ્થિતિ જાણવાને સહજ ટૂંક નોંધ લેવામાં આવશે તો તે અસ્થાને તો નહિ જ ગણાય.

સંવત્ ૧૯૨૦ ના વર્ષમાં પૂજ્ય શ્રી મલુકચંદ્રજી સ્વામી પાસે આપણા ઐતિહાસિક રઘુનાથે દીક્ષા લીધી. દીક્ષા લીધી ત્યારે તેમની ઉમર સોળ વર્ષની હતી. તેમના પિતા ડાહ્યાભાઇ, માતા જવલબાઇ ભાવસાર જ્ઞાતિનાં અને વઢવાણ શહેરનાં નિવાસી હતાં, પણ માતા પિતા ગતાયુઃ થયા પછી તે રઘુનાથ વિરમગામ ને વસવેલીઆ ગામમાં સગાં સંબંધીને ત્યાં રહેતા હતા. ત્યાં યુવાન્ રઘુનાથ એક પછી એક નાના મોટા તડકા ને છાયાના ફેરફારોમાંથી પસાર થઇ

'હવે પૈસો કેમ મળે' તે સંબંધીની પ્રવૃત્તિમાં પોતાનું માથું ઝુકાવી રહ્યા હતા. તેવામાં ત્રિભુવનદાસ નામક વણિકપુત્ર સાથે તેમને મૈત્રી થઇ આવી. મૈત્રી થવામાં કારણ એમ મળ્યું કે ત્રિભુવનદાસને પણ વિરમગામથી વસવેલીઆ ગામે જવું પડતું, એટલે બન્નેને પોતપોતાની પ્રવૃત્તિ માટે બન્ને ગામમાં જવું-આવવું પડતું, જેથી બન્ને વચ્ચે મૈત્રી થવા પ્રસંગ મળી આવ્યો. આંતરિક સ્નેહની એવી ગ્રંથી એક બીજામાં બંધાઇ કે ગમે તેવા મુશ્કેલીના કાર્ય વખતે પણ એ મૈત્રી છૂટે એ અસંભાવના હતી. એ મૈત્રીથી ત્યાગી થવા જેવા વિષયમાંએ અનુકૂળતામાં જ વધારો થયો. દીક્ષિત થવાની નિમિત્તતામાં બન્નેમાં એ મૈત્રી જ નિમિત્ત રહી. મૈત્રી ઘણા લોકો એક બીજા સાથે પ્રકૃત્યનુકૂળ બાંધે છે, પણ નિઃસ્વાર્થ વૃત્તિ પણ દૃઢતાથી સ્થિર રહી શકતી નથી. વસ્તુસ્થિતિ એવી હોય છે કે પરસ્પર એની યોગ્યતાનિષ્ઠ નિઃસ્વાર્થબુદ્ધિથી હૃદયસ્પર્શી મૈત્રી કરવામાં આવતી નથી. સત્ય ગુણાનુરાગી સ્નેહ નહિ હોવાથી અથવા જીવનયાત્રાનો નિર્વાહ કરવાને અનુકૂળ મનાતી યુક્તિયુક્ત સ્વાર્થપોષક મૈત્રી કરવાથી પરિણામે સ્વાર્થી વૃત્તિનાં ખુલ્લાં અગ્નિકણો ઉડવાથી એ મૈત્રી તૂટે એ સ્વાભાવિક છે; પણ આવી વૃત્તિ બન્નેમાંથી એકમાં પણ નહોતી, જેથી એ પરસ્પર યોગ્ય વ્યક્તિમાં આરોપિત માળા-મૈત્રી જીવનપર્યંત ટકી રહી હતી.

બન્નેને દીક્ષા લેવાને એવું નિમિત્ત મળી આવ્યું હતું કે, પૂજ્ય શ્રી મલુકચંદજી સ્વામી, શ્રીમાન્ હીરાચંદજી સ્વામી ને વિનયપાલજી સ્વામી વિરમગામ મુકામે પધાર્યા. બન્ને મિત્રોને આ મહાપુરૂષો પાસે આવવાને બની આવતું. તેમનામાં કુલક્રમાનુગત ધર્મબુદ્ધિ હતી. ઉપાશ્રયે આવવાની કાંઇક પ્રવૃત્તિ હતી, ને તેમનાં

વાણી-વિચારો સાંભળવાથી કાંઇક ધર્મપ્રેમમાં વધારે સ્ફૂર્તિ થઇ આવી. ત્રિભુવનદાસે તો પ્રવૃત્તિમાં-વ્યાપારમાં શિથિલતા પકડી. રઘુનાથને એ વાર્તા જાણવામાં આવી ગઇ. રઘુનાથે પૂછ્યું કે "આ શિથિલતાનું શું કારણ છે?" ત્રિભુવનદાસે કહ્યું કે, "મારી ઇચ્છા હવે પ્રવૃત્તિ કરવામાં બહુ રહેતી નથી. આ ઉપદેશ સાંભળીને હૃદયમાં સંસારની અરૂચિ સ્ફૂરી આવે છે." રઘુનાથે કહ્યું કે "મને પણ તેમ લાગે છે. જો તમારી ઇચ્છા બરાબર ને દૃઢ હોય તો આપણે બન્ને હવે વ્યાપાર કરવાનું છોડી દઇએ. આ માથાકૂટ શા સારૂ ને શા હેતુ માટે કરવી?" એમ રઘુનાથે સામું જણાવ્યું. ત્રિભુવનદાસે કહ્યું કે "એ બધું ખરૂં, પણ આ વાર્તા જો આપણાં સંબંધી જાણે તો તેઓ અસહ્ય દુઃખ પામે, ને તેમની મરજી સિવાય આપણાથી દીક્ષા લઇ પણ કેમ શકાશે, એ જ મોટો ગુંચવાડો છે. પણ નિશ્ચય જે છે તે ખરો છે. ગમે તેમ થાય પણ આપણે જે કાર્ય કરવું છે, તે કરવું જ, એમાં કાંઇ શંકા-અનિશ્ચિતતા હવે ન કરવી." બન્ને જણાએ આમ વિચારોની આપલે કરી આખરે નિશ્ચય કર્યો. આ મહાપુરૂષો પાસે મુનિધર્મ સ્વીકારવાની બન્ને મિત્રોએ અભિલાષા જણાવી. આ વાર્તા સગાં સંબંધીમાં પ્રસરી ગઇ. સગાં સંબંધીઓએ અવિવાહિત વ્યક્તિઓને વિવાહિત કરવાને ને નહિ જવા દેવાને ઘણી ગડમથલ ચલાવી. મુનિધર્મ સંબંધી કેટલી ને કેવી અગવડતાઓ છે, તે જણાવવામાં પણ તેમણે પાછી પાની કરી નહિ. બન્ને દીક્ષાભિલાષીઓ થોડા વખત માટે ચુપકી પકડી ગયા. પૂજ્ય શ્રી મલુકચંદજી સ્વામી, શ્રી હીરાચંદજી સ્વામી વગેરે વિહાર કરી ફરતા ફરતા કલોલ ગયા. કલોલમાં પહોંચ્યાના ખબર આ બન્ને મિત્રોને મળ્યા કે તુર્ત જ તેઓ વિરમગામથી નીકળી કલોલ પહોંચ્યા.

કલોલમાં શ્રી હીરાચંદ્રજી સ્વામીને તેમણે કહ્યું કે "અમોને દીક્ષિત બનાવો. અહીં દીક્ષા લેવા માટે અમે આવ્યા છીએ." શ્રી હીરાચંદ્રજી સ્વામીએ કહ્યું કે "દીક્ષા માતા પિતા કે કુટુંબની આજ્ઞા વિના કેમ આપી શકાય? જો તમારી એવી ઈચ્છા હોય તો જરૂર આજ્ઞા જોઈએ." આ બન્ને મિત્રો વિચારમાં પડી ગયા, ને હવે શું કરવું તે સંબંધી પ્રયત્ન–પ્રવૃત્તિમાં પડી ગયા. થોડો વખત તે સાધુધર્મ સંબંધી અભ્યાસ કરવામાં લાગી ગયા. એટલામાં વિરમગામમાં ખબર પડી કે બન્ને દીક્ષા લે છે! તે વખતે રઘુનાથનાં સગાંમાં બ્હેન વગેરે જેઓ હતાં તેઓ અને ત્રિભુવનદાસનાં સગાંઓ કલોલમાં આવી લાગ્યાં.

આ વખતે કલોલમાં શ્રેષ્ઠી (શેઠ) કુટુંબે આગંતુક મેહમાનોને ઘણા હર્ષથી વધાવી લીધાં અને તેઓ તેમને આશ્વાસન આપી સમજાવવા પ્રયત્ન કરવા લાગ્યા. શેઠ કુટુંબ આ વખતે ઘણું ધર્મનિષ્ઠ ને ધર્મચુસ્ત હતું. તે લોકો ઘણી સુખી સ્થિતિમાં હતા, તેમ જ ઘણા સત્તાનિયંત્રક પણ હતા; એ વખતે વડોદરા રાજ્યનાં ગ્રામ, તાલુકા, પ્રાંત વગેરે ઇજારે અપાતાં હતાં. એ વખતે ઇજારો રાખનાર ઇજારદારો મોટા સત્તાધીશ થઈ પડતા, ને સત્તાથી પોતાના વ્યવહારો આડંબરથી ચલાવતા. તેમ આ શેઠ લોકો એવા ઇજારદારો હતા, પણ સાથે ધર્મકાર્યમાં ચુસ્ત–પ્રેમી હતા. આગંતુક શ્રાવકોનો સ્નેહ વધે, અસંતોષ ન થાય, તેવી રીતે તે લોકોએ સમજુતી કરી. તે લોકોને તેમણે કહ્યું કે, "તે બન્ને દિક્ષાભિલાષી ઉમ્મરલાયક છે. તેઓ સારૂં સમજી શકે તેવી સ્થિતિમાં છે. તમો એમને સારામાં સારી રીતે સમજાવો, સંસારમાં લઇ જવાને ભલે લાલસા બતલાવો, છતાં જો તેમને વૈરાગ્ય, સંસાર પ્રતિ અરૂચિ, ને દીક્ષામાં તીવ્રા-

ભિલાષા હોય, ને તેવું તમોને કહી શકતા હોય-સમજાવી શકતા હોય, તેવું તેમના દિલમાં છે એવું તમને લાગતું હોવ, તો શામાટે આજ્ઞા આપવાની આવી આનાકાની કરવી જોઇએ ? એમ કરવું એ તો એમને ગુંચવાડામાં નાંખવા બરાબર છે, ને આપણે આપણા માટે અનિષ્ટ કરીએ છીએ." મહારાજશ્રીએ કહ્યું કે, "જો તેમને તમો વૈરાગ્યશાળી જાણતા હો તો તેમને સંસારમાં નાંખવાથી શો લાભ છે ? સન્‌મિત્રો તો તે જ કે, જે ખોટા રસ્તામાંથી સામાને સાચા માર્ગમાં મૂકે. જો તમો ત્યાગમાર્ગમાં હિત જોતા હો, ને તેમનું તેમાં હિત છે એવું ધારતા હો, તો શાને તેમને અહિતકર સંસારમાં પાછા ધસડો છો ? તમારે તેમની દૃઢતા, સત્યતા, સહિષ્ણુતા વગેરે જોવાં જોઇએ; તેમ ન હોય તો તે હિત માર્ગમાં તો નથી જ." છેવટે સગાંઓએ સમજી, તેમની બન્નેની દૃઢતા, વિરાગતા વગેરે જોઈ આજ્ઞા આપી. બન્ને શ્રી હીરાચંદ્રજી સ્વામી પાસે શિષ્ય થવાના હતા, ત્યારે શેઠ કુટુંબના આગેવાનોને એવો ખ્યાલ થઇ આવ્યો કે એક શિષ્ય પૂજ્ય શ્રી મલુકચંદ્રજી સ્વામી પાસે થાય તો સારૂં; કારણકે પૂજ્ય શ્રી પોતે વૃદ્ધ થયા છે, ને સાથે શિષ્ય શ્રી વિનયપાલજી છે, તે પણ પૂર્ણ વૃદ્ધ થયા છે, તો સેવા માટે શિષ્યની જરૂર છે. એ વાર્તા શ્રી હીરાચંદ્રજી સ્વામીને આગેવાનોએ જણાવી. શ્રી હીરાચંદ્રજી સ્વામીએ હા પાડી. ત્રિભુવનદાસ શ્રી હીરાચંદ્રજી સ્વામી પાસે દીક્ષા લે ને રઘુનાથ પૂજ્ય શ્રી મલુકચંદ્રજી સ્વામી પાસે દીક્ષા લે એમ નિર્ણીત થયું.

બન્નેની વૃત્તિ દીક્ષિત થવા ઉતાવળ કરતી હતી. બન્નેમાં ઘણી સુપાત્રતા હોવાથી દીક્ષા આપવામાં પૂજ્યશ્રીઓને તેમ ગૃહસ્થો-સંસારી જનોને ઘણો હર્ષ હતો. ગૃહસ્થ જનોને તો હૃદયમાં એટલો બધો

માનંદ ઉભરાઇ આવતો હતો કે દીક્ષિત થનાર વ્યક્તિઓને જોઈ ઓ તદ્દન હર્ષઘેલા થતા.

વિરમગામમાં જઇ દીક્ષા આપવી તેના કરતાં અહીં જ દીક્ષા ાય તો શું ખોટું છે? એવી ગૃહસ્થ જનોએ વિનતિ કરી, તેથી લોલમાં લોકોના ઘણા હર્ષ સાથે જ્યોતિષજ્ઞોએ મુહૂર્ત આપ્યું. તે દેવસે એટલે સં. ૧૯૨૦ ના માઘ શુકલ પૂર્ણિમાએ પૂજ્ય શ્રી મલુકચં- જી સ્વામીએ બન્નેને દીક્ષા આપી. ત્રિભુવનજી શ્રી હીરાચંદ્રજી વામીના શિષ્ય થયા. ગુરૂશુશ્રૂષા–સેવા કરવા થોડાં વર્ષ તે ભાગ્યશાળી ન્યા ને વિદ્યાભ્યાસ કર્યો; પણ લાંબો વખત રહ્યા નહિ. તેમણે ગુરૂ- ીની અત્યંત સ્નેહવડે સેવા કરી, અભ્યાસ કરી, અનુગ્રહ મેળવ્યો તો. લગભગ આઠ વર્ષની દીક્ષાપર્યાય પાળી તે ગતાયુઃ થયા.

શ્રી રઘુનાથજી પૂજ્ય શ્રી મલુકચંદ્રજી સ્વામીના શિષ્ય થયા. તેમણે જ્યશ્રીના ચરણમાં મસ્તક ઝુકાવી દીધું. તેમને મન પ્રથમ તેઓની ેવા અને પછી અભ્યાસ હતો. અભ્યાસને તે મુખ્ય રાખી શક્યા હિ, કારણકે ગુરૂશ્રીની વૃદ્ધાવસ્થા હતી, તો તેમની સારવારમાં થમ સમય લેવો એ એમના ખ્યાલમાં વાત હતી. તેમને અભ્યાસ ૂજ્ય શ્રી વિનયપાલજી સ્વામી કરાવવા લાગ્યા. તેમણે અભ્યાસમાં ીમે ધીમે આગળ વધવા પ્રયત્ન કર્યો. વિનયપાલજી સ્વામી તેમને ેવી સમજણ આપતા કે જેથી તે ઘણી સહેલાઇથી બધું સમજી ાકતા. પૂજ્યશ્રી તેમને દીક્ષા આપ્યા પછી લગભગ ચારેક વર્ષ વિહાર રી શક્યા, પણ પછી વિહાર કરી શક્યા નહિ, એટલે વૃદ્ધાવસ્થાને ીધે ફરતા ફરતા કલોલમાં આવી ૧૯૨૫ ના વર્ષમાં સ્થિરવાસ રહેવાની ત્તિ–લોકોના ઘણા આગ્રહથી તેમ પોતાની ઇચ્છાથી–કરી. આ સમયમાં ી વિનયપાલજી સ્વામી ગતાયુઃ થઇ ગયા હતા, એટલે તેઓ બે જ

હતા. ત્યાં રહ્યા પછી પૂજ્યશ્રીને શરીરે પક્ષાઘાત લાગુ થયો. શરીર એક બાજુના આઘાતથી શિથિલ-દોદળું થઇ ગયું. શરીરની સ્વસ્થતા ખસી ગઇ. શરીરને લગતી કાંઇ જરૂરીયાત પોતાથી ન જ બની શકે એવી સ્થિતિ આવી પહોંચી હતી. એ જ વખતે સુવિનીત શિષ્ય શ્રી રઘુનાથજીએ જે સેવા ઉઠાવી હતી, તે અવર્ણનીય-અકથ્ય હતી. શિષ્યધર્મ તો એ જ કે પ્રથમમાં પ્રથમ ગુરૂની સેવા ઉઠાવવી; નહિ કે માત્ર સ્વકાર્યમાં જ પ્રવૃત્તિ કરવી. કેટલાક વખતસુધી પૂજ્યશ્રીનું શરીર એવી સ્થિતિપર ગયું હતું કે, તે ખોરાક ચાવી ઉતારી શકતા પણ નહિ, ત્યારે ખોરાક શરીરમાં જઇ શકે ને પોષણ મળી શકે, તે માટે ખીચડી લાવતા, ને તેને દૂધમાં એકરસ મેળવી પછી ગાળી કૂચા ઉપર રાખી, પ્રવાહી રસનું પાન કરાવતા, વધેલા કૂચાનો ગેરઉપયોગ ન થવા દેવાને તે રઘુનાથજી પોતે જ વાપરી જતા. આમ કરવામાં તે લેશ પણ ખેદ નહિ લાવતા, પણ ખુશીથી એ નીરસ આહારને ભોજનમાં વાપરી સંતોષ માનતા. શરીરની હાજતો એક પછી એક પૂરી પાડવી ને તેને નિવૃત્ત કરવી તેમ જ એક પછી એક સમયમાં હાજર રહેવું, એક પણ સમયની ગફલતી-જતું કરવાની વૃત્તિ કરવી નહિ, એ તેમનો દૃઢ નિશ્ચય તથા નિયમ હતો. કેટલીક વખત સાધુઓનો યોગ રહેતો, ને કેટલીક વખત ન પણ રહેતો. તેવા ખાસ વખતે તેમને વધારે સાવધાનતા રાખવી પડતી. એક પછી એક કાર્ય કરવામાં હાજર રહેવું એ એમના દિલને મુશ્કેલી જણાતી નહિ. દીક્ષા લીધા પછી ગુરૂશ્રીની હયાતીમાં તેમની સેવામાં જ રઘુનાથજીએ મોટો ભાગ ગાળ્યો. સેવા કરવાના કાર્યમાંથી અવશેષ સમય ઘણો થોડો બચતો હતો. જે કાંઇ બચતો તેટલો વખત પણ બની શકે ત્યાંસુધી તે અભ્યાસમાં ગાળતા

એટલે તેવા વખતમાં જેવો તેવો અભ્યાસ તે કરી શક્યા હતા. તેમને અભ્યાસ વધારવાની ઉત્કંઠા બહુ હતી, પણ તેવી સગવડ ન હતી. ગુરૂશ્રીનું શરીર લગભગ છેલ્લાં ચાર પાંચ વર્ષ વિહાર કરવાને કે ફરવાને અશક્ત હતું અને તે કલોલમાં રહ્યા હતા. છેવટે આત્મ-શાન્તિએ સમાધિસ્થ થઇ ૧૯૨૯ ના જ્યેષ્ટ શુકલ બીજે પૂજ્યશ્રી ગતાયુઃ થયા.

શ્રીમાન્ રઘુનાથજી સ્વામી તે વર્ષે ચાતુષ્માસ નજીક આવવાથી લોકોના આગ્રહથી ત્યાં જ ચાતુષ્માસ માટે રહ્યા. તેમણે ચાતુષ્માસ પૂર્ણ કરી **અમદાવાદ** થઇ **ચરોતર** તરફ **પીજ–ભાદરણ** તરફ વિહાર કર્યો. આટલા વખત સુધીમાં તે ગુરૂશ્રીની પાસે ને પોતાથી બની શકે ત્યાંસુધી અભ્યાસ કરવાની પ્રવૃત્તિમાં હતા. જેમ જેમ વખત વીતતો ગયો તેમ તેમ તે અભ્યાસમાં વધતા ગયા, પણ એથી દિલને તૃપ્તિ કે સંતોષ મળ્યો નહિ હતો, એટલે અભ્યાસ વધારવાને કોઇ પણ નિમિત્તક બને એવી ઇચ્છામાં હતા. તેવામાં **પીજ**ની આસપાસના પ્રદેશમાં સુખાનુકૂળ રીત્યા વિહાર કરતા તે **ભાદરણ**માં આવી ગયા. **ભાદરણ**માં મોટે ભાગે વસ્તી પાટીદાર લોકોની છે. તે લોકો ઘણા ભલા, મોટા દિલના હોય છે. તેઓની ઇચ્છા સ્વાભાવિક રીતે ધર્મપ્રતિ ઢળતી રહે છે, એટલે તેઓ ગમે તેવા વ્યવસાયી હોવા છતાં ધર્મની વાર્તા જો તેમના કર્ણપર આવે તો ગમે તે કાર્ય છોડી સાંભળવાને આવી પહોંચે. તેમાં પણ જૈન ધર્મની વાર્તા, કે જૈન ધર્મના સાધુઓ સંબંધી તેઓ સાંભળે તો બેહદ ઉત્સુકતા બતલાવતા આવે. એટલે જ્યાં શ્રીમાન્ રઘુનાથજી સ્વામી પધાર્યા, ત્યાં તે લોકો આવવા લાગ્યા. જૈન ધર્મની પ્રિયતા થવામાં ખુલ્લું કારણ એ દેખાઇ આવતું હતું કે, અન્ય ધર્મગુરૂ-

ઓમાં કાંચન-કામિનીનો સહવાસ-પરિચય સહજે જણાતો હતો, ત્યારે આ ધર્મમાં સહજે તેનાથી દૂર રહેવાની પ્રવૃત્તિ જણાતી હતી. વળી તે ગુરૂઓને ખાવાની, પીવાની, ભોગ ઉપભોગની જરૂરીયાતો- સાધનો બહુ જોઇતાં, ત્યારે આ મહાપવિત્ર ધર્મમાં રહેનાર સાધુ- ઓને તેવું કાંઇ નહિ ! આથી જૈન ધર્મના સાધુઓ પ્રત્યે બેહદ માન- દૃષ્ટિથી જોવાની તેઓને આંતર્ પ્રેરણા થતી હતી. જૈન વાણીનો પ્રવાહ સમજી શકાય તેવી શૈલીનો ઉપદેશ લોકોના કર્ણમાં પડવા લાગ્યો; તેથી લોકો સહજે જૈન ધર્મ પ્રતિ આસ્થાશીલ-શ્રદ્ધાળુ થવા લાગ્યા. જૈન ધર્મની ખ્યાતિ એક બીજાનાં મુખથી પરસ્પર પ્રસરવા લાગી. પુષ્પના સૌરભને પુષ્પ પોતે પ્રસરાવી શકતું નથી, પણ પવન તેને લઈ જાય છે; તેમ આ ધર્મ કેટલો બધો પવિત્ર છે, તે વિચા- રને પવન માફક લોકો વિસ્તારવા લાગ્યા. રઘુનાથજી સ્વામીએ કેટ- લોક વખત ત્યાં રહી જૈન ધર્મને લોકહૃદયમાં દૃઢતર કર્યો. લલુભાઇ ને હાથીભાઇ નામના બે પાટીદારો તે વખતે દીક્ષા લેવા તૈયાર થયા. તુર્તમાં દીક્ષા થઇ શકી નહિ, પણ થોડો વખત જતાં તેઓ દીક્ષા લઇ સાધુ થયા.

ત્યારપછી સ્વામીજી વણછરામાં ગયા. શેઠ કુટુંબમાંથી બે જણ નામે ગોવર્ધનલાલ ને મોહનલાલ વૈરાગ્યથી સંસારવિરક્ત થઈ દીક્ષા લેવાને તૈયાર થયા; પણ પાછળ વિશાળ કુટુંબ હોવાથી, પત્નીએ, પિતાએ ને પુત્રો વિગેરેએ ઘોંઘાટ કરી મૂક્યો. મોહનલાલને પત્ની, પુત્રીઓ ને પિતા હતા. ગોવર્ધનલાલને પુત્રો ને અન્ય પાસેનાં સંબંધી હતાં. આથી તે લોકોને સંસારમાંથી છૂટવું કાંઇ સહેલું નહિ હતું, તેમજ રહેવું તે પણ કાંઈ ઓછું મુશ્કેલ નહિ હતું. બન્ને બાજુએથી ખેંચાખેંચ ચાલતી હતી. એક બાજુથી કુટુંબની બાજુએ

રાખવાની ખેંચ ચાલતી. ઉમેદવાર કહે 'ગમે તેમ થાય પણ અમો સંસારમાં નહિ રહીએ.' સંબંધી જનો કહે 'ગમે તે થાય-ભલે માથું પટકો પણ અમો આજ્ઞા નહિ આપીએ.' વિષમ કાળનું આ પરિણામ છે કે પાછળનાં સંબંધી જનો યથાતથ્ય સમજી શકતાં નથી. જો દીક્ષાના ઉમેદવારો યથાતથ્ય સમજીને કાર્ય કરે છે તો પછી તેમને ખાલી ત્રાસ આપી શાને પજવવા? એવી હિતાવહ પ્રકૃતિ મનુષ્ય કોટિમાંથી શાને ખસી ગઇ? આ પ્રમાણે ગોવર્ધનલાલ ને મોહનલાલ આજ્ઞા મેળવવાને આખરે નાસીપાસ થયા, ત્યારે તેઓએ કહી દીધું કે હવે કોઇ ઉપાયે તેઓ રહી શકશે નહિ. ત્યાં જ તેઓએ તેમના પ્રત્યક્ષમાં સંયમવેશ સ્વીકાર્યો. સંબંધી જનો જોઇ રહ્યાં ને થોડો વખત રાહ જોઇ આખરે તેમણે બન્નેને શ્રીમાન્ રઘુનાથજી સ્વામી પાસે દીક્ષા લેવા આજ્ઞા આપી. તેઓ બન્નેએ તે જ વેશમાં ઘણા ઉમંગથી શ્રીમાન્ પાસે દીક્ષા સ્વીકારી. એ મુજબ ચારે શિષ્યો એક જ વર્ષમાં થયા. શિષ્યો ઘણા ઉત્સાહી ને વૈરાગ્યવંત હતા. તે વર્ષમાં સ્વામીજીએ **અમદાવાદ**માં છીપાપોળે ચાતુર્માસ કર્યું. ત્યારપછી પણ કેટલીક વખત **ચરોતર** ( **અમદાવાદ** ને **વડોદરા** વચ્ચેનો પ્રદેશ ) ને **કાનમ** ( **વડોદરા** ને **ભરૂચ** વચ્ચેનો પ્રદેશ ) માં અવારનવાર જવાનું રાખ્યું, કારણકે ઘણા લોકો સહજે સહજે ઉપદેશ સાંભળવાની રૂચિ ધરાવતા હતા; ને તેઓ ઉપદેશ સાંભળ્યા પછી કોઈ કોઇ એક એક વ્યક્તિ ને કોઇ આખું કુટુંબ ધર્મચુસ્ત બનતું. કાનમમાં મેથી છે, જૈન શ્રાવકો છે, પણ જેઓ મૂર્તિપૂજકો હતા, તેઓએ શ્રીમાન્ રઘુનાથજી સ્વામીને વિનતિ કરી કે અમારે ત્યાં પધારો. શ્રીમાને ત્યાં જઇ તેઓને કેટલાક દિવસ ઉપદેશ આપી-સમજાવી ચૈતન્યપૂજકો સાધુમાર્ગી જૈન બનાવ્યા. આજે તેઓના આખા કુટુંબમાંનો અર્ધ ભાગ આ ધર્મ સાચવી રહ્યો છે.

શ્રીમાન્ રઘુનાથજી સ્વામીને અભ્યાસ આગળ વધારવાની બહુ તીવ્ર ઇચ્છા રહેતી હતી, તેથી અભ્યાસ કયાં વધે અને કેમ વધે એ શોધમાં તે રહ્યા કરતા હતા. સંસ્કૃત અભ્યાસ કરવા અમદાવાદમાં એક સ્થળે તે રહ્યા. તેમની સાથે સંસ્કૃતના અભ્યાસી તરીકે પૂજ્ય શ્રી હીરાચંદ્રજી સ્વામીના શિષ્ય છગનલાલજી સ્વામી હતા. અભ્યાસ કેટલોક વખત ચાલ્યો. ત્યારપછી તેમણે સિદ્ધાન્તની વાચના કરવા માંડી, પણ તે વાચનામાં મદદની જરૂર હતી. ઝાલાવાડમાં કેટલોક વખત જ્યારે જ્યારે તે રહેતા ત્યારે લીંબડી સંપ્રદાયના પૂજ્યશ્રી દીપચંદ્રજી સ્વામી પાસે ખાસ રહેવા વખત લેતા. તેઓશ્રી ઘણા સારા અભ્યાસ-સી ને વિદ્વાન્ ગણાતા. અભ્યાસ કરાવવામાં તે ઘણા માયાળુ ને સ્નેહી હતા. રઘુનાથજીને તે અંતરના ધારી પોતાની પાસે રાખતા હતા. સિદ્ધાન્તનું જ્ઞાન તે વાચન મનન દ્વારા રઘુનાથજીને સારી રીતે આ-પતા. પૂર્વાપર સંબંધ, રહસ્ય, ભાવાર્થ, વિગેરે તે કાળજીપૂર્વક સમ-જાવતા હતા. પૂજ્ય શ્રી લાધાજી સ્વામી તથા પૂજ્ય શ્રી ગોપાળજી સ્વામી પણ તેઓપર એટલી મમતાથી વાંચન-વિચાર-સમજણ આપતા હતા. એઓશ્રીને મળવા શ્રીમાન્ રઘુનાથજી સ્વામી ઘણી વખત જતા અને ઘણા સ્નેહ ને શુશ્રૂષાથી વાંચન લેતા.

ત્યારપછી મારવાડ તરફના મહારાજ શ્રી અમરચંદ્રજી સ્વામી તેમને મળી આવ્યા, જે ઘણો વખત મારવાડ બાજુમાં રહેતા; પણ કોઇવાર મારવાડ તરફથી આ બાજુએ નીકળી આવે તો પાલનપુર, સિદ્ધપુર, પાટણ ને કલોલ સુધી આવી પહોંચતા; છતાં ઘણા ભાગે તે પાલનપુર, પાટણ વિગેરેમાં ચાતુર્માસ રહેતા, કારણકે બનતાં-સુધી તેઓનો સંપ્રદાય એ ક્ષેત્રોને સાચવતો. મહારાજ શ્રી અમરચં-દ્રજી સ્વામી ઘણા વિદ્વાન્ ને સારા અભ્યાસી તથા શાસ્ત્રજ્ઞ હતા.

માચારશૈલીમાં પણ તે એટલા જ પવિત્ર હતા. તેમનો સમાગમ
વાનો વખત શ્રીમાન્ રઘુનાથજીને સહજે મળી આવ્યો. તેઓની
ાથે કેટલોક વખત અભ્યાસ કરવા તે ખાસ રહ્યા. એક બીજાની
તિ-પ્રકૃતિ, આચાર-વિચારશ્રેણી મળતી આવવાથી સહજે પર-
પર અનુકૂળતા આવવા લાગી. આચાર-વિચારની ઉચ્ચતા ને
ેલની ઉદારતા જો પરસ્પરમાં હોય, તો ઉભયની પ્રકૃતિ પરસ્પર
નુકૂળ ન આવવાનું કશું કારણ હોતું નથી. આ રીતે તેમને એક
ીજા પ્રતિ સાનુકૂળતા બહુ આવવા લાગી. ખેરાળુ, સિદ્ધપુર, પા-
નપુર વિગેરેમાં તેમણે સાથે વિહાર કર્યો. ત્યારપછી પાટણમાં
ાતુર્માસ પણ તે સાથે જ રહ્યા. મારવાડમાં ચાતુર્માસ થયા પછી
ી અમરચંદજી સ્વામીએ શ્રીમાન્ રઘુનાથજી સ્વામીને કહ્યું કે
' જો તમારી ઇચ્છા એ દેશમાં આવવાની હોય તો ચાલો; બહુ
નુકૂળતા થશે. તમોને જેમ સગવડ પડશે, તેમ અમો તમારી સાથે
ેઇશું ને જણાવતા રહીશું. મતલબ કે પરદેશમાં તમોને મુંઝવણ
ાય તેમ થવા નહિ દઇએ. આવવાનો વખત હાલમાં અનુકૂળ છે."
ીમાન્ રઘુનાથજી સ્વામીની ઇચ્છા મારવાડ તરફ જવાની હતી,
માં વધારે ઉત્કટતા અમરચંદજી સ્વામીના શબ્દોથી થઇ. પણ તે
ખતે પાટણમાં પોતે બે જ સાધુઓ હતા અને તેમના બીજા શિષ્યો
ણછરામાં હતા. તેમને બોલાવવા સમાચાર જણાવવામાં આવ્યા.
ણ સામા સમાચાર એવા આવ્યા કે પાટણથી તેઓએ ત્યાં આવવું,
ારણકે વણછરામાં તેઓ બે માંદા છે. મનુષ્ય ધારે છે કાંઇ ત્યારે
વ કરે છે કાંઇ બીજું જ! આ રીતે જવાનું ધાર્યું હતું તે સર્વ
ંધ રહ્યું. તે અમરચંદજી સ્વામી પાસે રહ્યા ત્યાંસુધીમાં બની શકે
ાંસુધી સિદ્ધાન્ત સંબંધી ઘણું સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું. વાચકદ્વારા

મળી શકે તો જ જ્ઞાન ફળદાયક થઇ શકે છે; સ્વચ્છંદપણે જ્ઞાનપ્રાપ્તિ કરતાં તે સુખરૂપ–અર્થસૂચક થઇ શકતું નથી. મૂળ, અર્થ, રહસ્ય, તત્ત્વ, વિગેરે નિર્યુક્તિ અનુયોગપૂર્વક સમજવા પ્રયત્ન કરવો જોઇએ, એ વાર્તા તેમના લક્ષ્યમાં હતી. અભ્યાસ કરવા તેમણે બહુ મહેનત લીધી, બહુ વખત લીધો, ઘણા વિદ્વાનોદ્વારા સિદ્ધાન્તની પ્રાણાલિકા જાણી. જ્યાંસુધી એ જાણવામાં તીવ્રેચ્છા રહે, ત્યાંસુધી આત્માને શાન્તિ મળી શકે નહિ–'બસ થઇ ગયું' એમ ક્યારે પણ થાય નહિ. 'ઠીક છે, થશે તે ખરૂં' એમ અર્ધદગ્ધ ભ્રમણતા હોય પણ નહિ. જો એમ થાય તો પિપાસા ( ખરી તૃષા ) થઇ નથી એમ સમજવું. માણસને જે જોઇએ છે, તે જ્યાંસુધી ન મળે ત્યાંસુધી તે પોતાના પ્રયત્નમાં અટકતો નથી. તે વસ્તુ મળતાં માણસથી નિવૃત્તિ સહજે અટકે છે. તેમ જ્ઞાન પ્રાપ્ત કરવાની પ્રબળ ઇચ્છા થાય તો તે પામ્યા સિવાય માણસ અટકે જ કેમ? શ્રીમાન્ અમરચંદ્રજી સ્વામીએ પોતાપર ઉપકાર કર્યો હોવાનો સંતોષ શ્રી રઘુનાથજીએ તેમની પાસે પ્રદર્શિત કર્યો અને જણાવ્યું કે, હું જરૂર આપની સાથે આવું, પણ આવવાને સાનુકૂળતા નથી. ફરી આ તરફ આપ પધારશો, ત્યારે આપણે મળીશું. જો આ દેશમાં રહો, તો થોડા વખતમાં ફરી ભેગા થઇએ; પણ આપને રહેવાની ઇચ્છા જ્યારે નથી, તો હવે જ્યારે મળીએ ત્યારે ખરા!" આમ કહી બન્નેએ છૂટા પડી વિહાર કર્યો. શ્રીમાન્ અમરચંદ્રજી સ્વામી મારવાડ તરફ ગયા અને રઘુનાથજી સ્વામી દક્ષિણ તરફ વળ્યા. તેમને વણછરા તરફ આવવાની જરૂર પડી ને સુરતમાં એ વર્ષે ( ૧૯૩૭ માં ) તે ચાતુર્માસ રહ્યા.



# પ્રકરણ ૪ થું.

## પૂજ્ય પદવી.

આ વખતે સંપ્રદાયમાં લગભગ ૧૫-૧૭ સાધુઓની સંખ્યા હતી. સાધ્વીઓની સંખ્યા તો વધારે હતી, પણ બધાં એક દોર તળે ચાલતાં હોય તેમ નહિ હતું. જગત્‌ની સઘળી વસ્તુસ્થિતિ એમ જ ચાલે છે. એક વખત વસ્તુસ્થિતિ બરાબર હોય, તો થોડા વખત પછી તે શિથિલ બને છે. એક વખત તે સુંદર હોય છે, તો પછીથી વિરૂપ થાય છે, ને પુનઃ વખત જતાં તે સુંદર પણ થાય છે. તેવી રીતે આ સંપ્રદાયની સ્થિતિ પણ અસ્થિર હતી. નિયામકના દોરની નબળાઇ હોવાથી સહુ પોતપોતાના અધીન અભિપ્રાય પ્રમાણે ચાલતા હતા.

એવામાં પૂજ્ય શ્રી હીરાચંદ્રજી સ્વામીનો સ્વર્ગવાસ થયો હતો. સંપ્રદાયના સાધુઓ પરસ્પર વિચાર કરતા હતાં કે હવે આપણે શી રીતે કરવું જોઇએ ? કોણ જાણે શાથી અસંતોષ ને અવ્યવસ્થા પ્રસરી ગઇ છે, તે હવે કોઇ રીતે મટે એ ઉપાય કેમ કરવો ન જોઇએ ? સાધુ-સાધ્વીઓનાં મન ઘૂમાયાં કરતાં હતાં. મુંઝવણ ઘણી બધી હતી, તે મટાડવા એક બીજાની ઇચ્છા હતી, પણ ઉપાય જડતો નહોતો. તે વખતે શ્રીમાન્ રઘુનાથજી સ્વામી પોતે પાંચ સાધુઓની સંખ્યામાં હતા. પૂજ્ય શ્રી હીરાચંદ્રજી સ્વામીના શિષ્યો લગભગ સાત આઠ હતા. તેમાં કેટલાક પહેલી બાજુમાં ને કેટલાક બીજી બાજુમાં હતા. ત્રીજી બાજુમાં મહારાજશ્રી અમીચંદ્રજી સ્વામી હતા. તે ત્રણ કે ચાર સાધુઓ હતા. આમ ત્રણ પક્ષ થઇ ગયા હતા; તેમાં કોઇ

વખત એક બીજા પ્રતિ મળી જવાથી બે પક્ષમાં થઈ જતા ને કોઇ વખત ત્રણ કે ચાર પક્ષમાં વહેંચાઇ જતા. આથી સાધ્વીઓ પણ એક બીજાના પક્ષમાં આવ-જા કરતાં. કોઈ વખતે તે અમૂક પક્ષને ને અમૂક ગુરૂને સ્વીકારીને રહે, ને કોઈ વખતે બીજા પક્ષને-બીજા ગુરૂને સ્વીકારીને રહે; એટલે એઓ પણ એક બીજાનો પક્ષ કરવામાં વધારે ને વધારે હીસ્સો આપતાં રહ્યાં. વધારે ને વધારે વિચારોની ભિન્નતા મળતાં ને મમત્વના વાયુના શિખરપર ચઢતાં શાન્તિ ને સંતોષ સહજે ચાલ્યાં જાય છે; તેમ આજે વિચારોની ભિન્નતા બહુ થઇ ગઈ હતી. સંકોચવૃત્તિ સહજે વધી પડી હતી. આવી અધઃસ્થિતિમાંથી ઉત્ક્રાન્તિ થાય એવી સાધુ-સાધ્વીઓની ઇચ્છા હતી. શ્રાવક વર્ગમાં પણ એ સંબંધી વિચારણા વધારે જુસ્સાભેર થઇ આવી. તેઓના મનને એકદમ લાગી આવ્યું કે કોઇ પણ રીતે આ સંપ્રદાયને એક વ્યક્તિની ધુરા તળે નહિ મુકાય ત્યાંસુધી વ્યવસ્થા કે સુંદરતા અનુભવી શકાશે નહિ; માટે ઇષ્ટ તો એ છે કે કોઇ પણ રીતે સમજણ-ડહાપણ વાપરી ચારે તીર્થમાં આ વાર્તાને ચલાવવી જોઇએ અને સર્વનાં દિલને એકત્ર કરી, તેઓની ખુશી સાથે પૂજ્ય પદવી આપવાની ગોઠવણ કરવી જોઇએ.

અમદાવાદમાં સારંગપુરના શ્રાવકોમાં પાનાચંદ ઝવેરચંદના કુટુંબમાં અગ્રણી તરીકે વૃજલાલભાઇએ આ વાર્તા ઉપાડી. બધા શ્રાવકોની ખુશી સાથે વૃજલાલભાઇએ જે હૃદયની વિશાલતા ને ઉચ્ચ પ્રેમભરેલી લાગણીથી કાર્યદક્ષતા વાપરી છે, તેનો પૂરો ખ્યાલ લોકહૃદયમાં આવવો મુશ્કેલ છે. તેઓએ બધાં ગ્રામ સાથે ( આ સંપ્રદાયની સાથે સંબંધ ધરાવતાં મુખ્ય મુખ્ય ગ્રામના અગ્રણીઓ સાથે ) પત્રવ્યવહાર ચલાવ્યો-લોક હૃદયને પૂછાવ્યું. અંદર અંદર એક બીજા

પ્રતિ સમાધાન કરવા ને સંતોષ લાવવા તેમણે બનતો પ્રયત્ન કર્યો. વઢવાણમાં તે વખતે કાર્ય કરવામાં મુખ્ય ગોકુલભાઇ લધુભાઇ હતા, તેમની સાથે વૃજલાલભાઇએ મસલત ચલાવી. આખો સંઘ એ કાર્ય કરવામાં ખુશી હતો, તેથી તેમણે સંઘની સંમતિ લેઇ, તે કાર્ય કરવામાં વૃજલાલભાઈ સાથે ભાગ લીધો. પણ કયા સ્થળે આ સમારંભ કરવો તે વિચારો હવે ચાલવા માંડયા. અમદાવાદમાં એકત્ર કરો એમ વૃજલાલભાઇને ગોકુળભાઇએ જણાવ્યું; પણ અમદાવાદમાં તે વખતે એવી સાનુકૂળતા નહિ હતી; વિરૂદ્ધ બાજુ કદાચ ભંગાણ પાડે ને હિતમાં અહિત કરી મૂકે, એવો ભય રહેતો હતો; તેથી તેમણે એવું જણાવ્યું કે, " વઢવાણમાં જો એ કાર્ય બને તો બહુ ઠીક થઇ પડશે, કારણકે બીજાં બધાં સ્થળ કરતાં એ સ્થળ ઘણું અનુકૂળ છે તેમ જ પસંદ કરવા લાયક છે. માટે તમો જો આ કાર્ય ત્યાં કરવાનું માથે ઉઠાવી લ્યો તો બહુ સારૂં છે." આ વાર્તા ગોકુલભાઇએ ઘણી ખુશીથી ઝીલી લીધી, ને વઢવાણમાં એ કાર્ય કરવાની સંમતિ તેમણે વૃજલાલભાઇને જણાવા દીધી.

આ કાર્ય કરવામાં તેઓને ઘણો ઉત્સાહ હતો, પણ વિરૂદ્ધ બાજુ કોઇ પણ અંશે ન રહે તો બહુ સારૂં, એવી ઇચ્છાથી ખુલ્લામાં ખુલ્લી રીતે એક બીજામાં ઘણી વાર્ત્તા ચલાવી. દરેક ગામના આગેવાનોને એમાં ભેળવવા પ્રયત્ન કર્યો. કેટલાંક ગ્રામના આગેવાનોએ ઘણી ખુશીથી આવવાનું આમંત્રણ સ્વીકાર્યું.

પૂજ્ય પદવી કોને આપવી એ સંબંધી વિચાર હવે લોક હૃદયમાં સહજે ઉપસ્થિત થયો. આખા ગચ્છની ધુરા વહી શકે, આખા સંઘને એકસરખી સ્થિતિમાં રાખી શકે, ન્યાયના ત્રાજવામાં સરખી રીતે તોળી શકે, પોતાનું હિત, પોતાનું કાર્ય, પોતાનો અર્થ જેવો

હોય તેવું આખા સંઘનું હિત, અર્થ, કાર્ય સમજી શકે, સંકટો, વિપત્તિ, કલેશ આવવા છતાં સહન કરી સંઘનું કર્ત્તવ્ય કરવામાં ભૂલ ન કરે, વિદ્યા, ડહાપણ, વિચાર, વિવેક ને સદાચારથી સંઘનું ભલું કરી શકે, સાધુ-સાધ્વીઓ પોતાના કે સંપ્રદાયના દરેકનું હિત જાળવી શકે, શાસ્ત્રોક્તિ પ્રમાણે કુશાગ્ર-સુષ્ટુ-હિતાવહ બુદ્ધિથી સત્યાસત્યનો નિર્ણય આપી શકે, ઉમદા ને ઉદાર સ્વભાવથી જતું કરવા લાયકને જતું કરી શકે, એવા જે પુરૂષ જણાતા હોય તેમને પૂજ્ય પદવીપર આરોહણ કરવા જોઇએ, એમ એક બીજા અગ્રણીઓ વિચારો કરતા હતા, ને તેમ કરવામાં બધાઓની સલાહ હતી. આગેવાનોમાં તો ખાસ કરીને એ સંબંધી વિચારો જ રમી રહ્યા હતા.

આ વખતે ખાસ સાધુઓ તથા સાધ્વીઓનાં સર્વનાં દિલમાં એક જ ઇચ્છા હતી કે જેમ બને તેમ જુદાઇ મટી જાય ને ઐક્યમાં મળી જઇએ-એટલે એકના હાથ તળે આપણે બધાં રહી શાન્તિ ને સંપનો આસ્વાદ લઇએ-તો સારૂં. એક બીજામાં મમત્વ ને ભ્રાંતિ મટી જાય એ વખત હવે આવી પહોંચ્યો છે, તો જેટલો વિલંબ કરીશું તેટલું આપણને જરૂર સહન કરવું પડશે, ને કડવાશ જોવી પડશે. એવામાં વઢવાણ તરફથી સંપ્રદાયના દરેક સાધુ સાધ્વીપર આમંત્રણ આવી પહોંચ્યું કે વઢવાણમાં પધારશો તો સંપ્રદાયના હિતમાં વધારો થશે, ને તેમાં એકતા વધશે. તે વખતે શ્રીમાન્ રઘુનાથજી સ્વામીને પણ માનપૂર્વક આમંત્રણ કરવામાં આવ્યું હતું. આમંત્રણ મળવાથી વઢવાણમાં સાધુઓ તથા સાધ્વીઓ આવવા લાગ્યાં. તેર સાધુઓ ને એકવીશ સાધ્વીઓ ત્યાં આવ્યાં. બીજાં કેટલાંક દૂર હોવાથી ન આવી શક્યાં. ન આવી શક્યાં તેઓમાંનાં કેટલાકોએ ન આવી શકવાને લીધે દીલગીરી બતલાવી સંપ્રદાયની પરંપરા મુજબ એક ધુરા તળે રહેવાની ઇચ્છા જણાવી હતી.

આવેલા સાધુઓની સંખ્યા તેરથી ચૌદ સુધીની હતી. જેઓ આવી ન શક્યા તેઓની સંખ્યા માત્ર નજીવી હતી, એટલે માત્ર થોડા જ સાધુ રહી ગયા હતા. આ વખતે બહુ સાધુઓ નહિ હતા. આર્યાઓ કૈંક વધારે રહી ગયાં હતાં. જેઓ ન આવી શક્યાં ને ભળવાની આશાથી જ આવ્યાં તેઓએ પોતાને સંપ્રદાયમાં ગણવાને ને સંપ્રદાયના રીવાજો પ્રમાણે વર્તવાને કબૂલાત આપી હતી. નહિ ભળવાને જેઓ ઇચ્છતા હતા, તેમને તેમાંનું કાંઇ હતું નહિ. ઘણાંખરાં ગ્રામના મુખ્ય શ્રાવકો આવ્યા હતા.

વઢવાણનો સંઘ ને આવેલા આગેવાનો એકત્ર થયા. તેઓ સર્વ એક જ વિચારપર આવ્યા કે "સંઘની લગામ સોંપવા લાયક તો શ્રીમાન્ રઘુનાથજી સ્વામી છે. તેઓને પૂજ્ય પદવી આપવાની આવેલા બધા સાધુઓની ખુશી છે, એમ જો તેઓ હા પાડે તો આપણે સર્વે તેઓને જ પૂજ્ય પદવીનો અભિષેક કરીએ." સર્વ સાધુ-સાધ્વીઓનો તેવો જ અભિપ્રાય હતો, કારણકે તેઓ સર્વ રીતે જાણતાં હતાં કે તેઓ બધાંના કરતાં શ્રીમાન્ રઘુનાથજી સ્વામી મહત્તર ગુણી છે, ને તેઓ આખા સંપ્રદાયને ચલાવી શકશે ને દરેકની સમયાનુસાર હૃદયેચ્છા જાણી કાર્ય કરી શકશે. આથી સર્વનો મત એક થવાથી બધાંની મરજી તે કાર્ય કરવાની બાજુ તરફ વળી.

આ વખતે શ્રીમાન્ રઘુનાથજી સ્વામી ને બીજા સર્વે સાધુની અંદર ગુપ્ત સભા થઇ. પૂજ્ય શ્રી હીરાચંદ્રજી સ્વામીના શિષ્યોમાં આ વખતે અગ્રણીય તરીકે મહારાજ શ્રી ખુશાલજી સ્વામી હતા. મહારાજ શ્રી પુરૂષોત્તમજી સ્વામી આ વખતે તેમાં અગ્રણી નહિ હતા, તેમ બહુ બહાર પડતો ભાગ લેતા પણ નહિ હતા. એક બાજુમાં મહારાજ શ્રી અમીચંદ્રજી સ્વામી હતા. તેઓ બન્નેને શ્રીમાન્ રઘુ-

નાથજી સ્વામી એમ ત્રણેએ વિચાર કરવામાં ત્રિપુટી થઇ સંપ્રદાયની યોજના કરવા માંડી. બીજા સાધુઓ તથા સાધ્વીઓ આમાં શામિલ હતાં, પણ મુખ્ય રીતે એ સાધુઓની સાથે શ્રીમાન્ રઘુનાથજી સ્વામી હતા. સાધુ-સાધ્વીઓમાં તે વખતે શી શી ત્રૂટિકાઓ હતી ને આ-ચાર વ્યવહારમાં કેવી રીતિઓની જરૂર હતી, તેમ વિદ્યાભ્યાસમાં વધારો કરવાને શા શા ઉપાયો લેવા જેથી સંપ્રદાયમાં વિદ્યાભ્યાસ પ્રગતિમાન થાય, વિગેરે બાબતોની તુલના કરી પવિત્ર વ્યવસ્થા જા-ળવી રાખવા માટે તેમણે સુંદર નિયમો ને ધારાઓ ઘડી કહાડયા. જોકે પ્રભુનાં બતાવેલાં કથનો ને નિયમો છે, પણ તે પ્રસંગમાં જે બાબતોને નજીવી ગણી જતી કરાતી હોય, તેને મજબૂત રીતે સમજી વળગી રહેવાને ચોક્કસાઇથી દષ્ટિપર લાવવા માટે જે કલમો ઘડી, તે પ્રમાણે વર્તવા માટે હવે પછી કેટલી જરૂર છે, એવું સાધુ-સાધ્વીઓ આગળ તેમણે જણાવી દીધું ને કહ્યું કે આ પ્રમાણે વર્તવા માટે આ-પણે બધાં કબુલ થઇએ ને અંતઃકરણથી તેમ કરવા ઇચ્છીએ તો આપણી આ વ્યવસ્થા સુંદર-સુખરૂપ થઇ પડશે ને ચાલતા જમાનાના પ્રવાહમાં તણાતાં બચી શકીશું. શ્રીમાને આ વાર્તા જણાવી ને તે વાર્તા તેમણે સર્વેએ કબુલ કરીને કહ્યું કે તેમ જ ઇચ્છીશું ને ચાલીશું.

આ પ્રમાણે બધા સાધુઓ ને સાધ્વીઓએ સંમત થઇ શ્રી-માન્ રઘુનાથજી સ્વામીને પૂજ્ય પદવી આપવાની એકે અવાજે ઇચ્છા સર્વ સમક્ષ જણાવી દીધી ને તે વાર્તા સર્વ અગ્રણીઓએ ઉઠાવી લીધી. તે કાર્ય માટે ચોક્કસ દિવસ પસંદ કરવામાં આવ્યો.

સંવત્ ૧૯૩૦ ના ફાલ્ગુન કૃષ્ણ એકમ ને બુધવારને દિવસે ચતુ-ર્વર્ણ સંઘ ઘણા ઉત્સાહથી ને પ્રેમથી ઉપાશ્રયમાં મળ્યો. સાધુ-સા-ધ્વીઓ શ્રાવક-શ્રાવિકાનાં મુખો હર્ષથી રેલાઇ જતાં જણાતાં હતાં-

મહત્ અભ્યુદયનો દિવસ હોય તેમ જૈનોનાં મુખકમળો વિકસિત થતાં હતાં. એક પાટપર આસન નંખાવ્યું. તે પર શ્રીમાન્ રઘુનાથજી સ્વામી બેઠા. આસપાસ સાધુવર્ગ બેસી ગયો. એક બાજુપર સાધ્વીવર્ગ ગોઠવાઇ ગયો. શ્રાવક-શ્રાવિકા, અગ્રણીઓ ને બીજાં સર્વ આવી હાજર રહ્યાં. તે વખતે સાધુઓ, સાધ્વીઓ વિધિસહ વંદન કરી શ્વેત ચાદર શ્રીમાન્ પર ઓઢાડી કહેવા લાગ્યા કે " હવે પછી આપ અમારા ઉપરી, અધિકારી, પૂજ્ય, ને અમો આપના આજ્ઞાધીન; આજથી સંપ્રદાયની પદ્ધતિ મુજબ આપના કહેવા પ્રમાણે ચાલીશું, ને હવેથી જેમ આજ્ઞા ઉઠાવવા કહેશો તેમ કરીશું ને હવે કબૂલ કરીએ છીએ કે આજથી આખા સંપ્રદાય પ્રતિ હિત ને માનદૃષ્ટિથી જોઇશું તથા સાચા પ્રેમાળ હૃદયથી વર્તીશું. વળી અમે સંપ ને એક બીજાનું ભલું થાય એવા વિચારોને વિચારીશું. " આવેલાંઓ ને નહિ આવેલાંઓ સર્વ-આખો ચતુર્વિધ સંઘ ( કોઇક વ્યક્તિઓને અપવાદ રૂપે બાદ કરતાં ) આ વખતે ઘણો ખુશાલીમાં ને હર્ષમાં જણાતો હતો. તેમનાં અંતઃકરણમાં પ્રેમ ને આનંદની લાગણીઓ ઉભરાતી હોય એમ જોનારને લાગ્યા સિવાય રહેતું નહિ.

આ કાર્ય પૂર્ણ થયા પછી યથાવસરે સર્વ સાધુ-સાધ્વીઓ વિહાર કરી ગયાં. વઢવાણમાં ચાતુર્માસનો નિર્ણય કરવા માટે પૂજ્યશ્રીએ તેમજ કેટલાક બીજા સાધુઓએ દરવર્ષે આવવું, ને ત્યાં આવી દરેકનાં ચાતુર્માસ બહાર પાડવાં એવી વિનતિ તે વખતે વઢવાણના આગેવાનોએ કરેલી. તે મુજબ બે ત્રણ વર્ષ સુધી ચાતુર્માસ નક્કી કરી બહાર પાડવા માટે વઢવાણમાં આવવાનું ચાલ્યું; પણ પછી એમ કરવામાં મુશ્કેલી લાગતાં ને સંયોગો બદલાતાં ખાસ ચાતુર્માસ નક્કી કરવાને આવવાનું બંધ થયું; એટલે ચાતુર્માસ

નક્કી કરવાને વખતે જ્યાં પૂજ્યશ્રી પોતે હોય ત્યાંથી તેઓ તે બહાર પાડી દેતા. માત્ર ચોક્કસ સ્થળે જ ચાતુષ્માસ બહાર પાડવા માટે એકત્ર થવું તે વખત જતાં ઠીક ન લાગ્યું, ને તેમાં કેટલીક અડચણો આવવા લાગી; એટલે જ્યાં આગળ રહેવાથી પોતાને સગવડ મળી આવતી ત્યાંથી જ તે બહાર પાડી દેતા. તે બહાર પાડવાનું તેમને ઠીક લાગતું પણ આ બાબત કેટલાક વખતસુધી કેટલાકોને અનુકૂળ ન પડી. વખત જતાં એ સ્થિતિ ને અનુકૂળતા સર્વને સમજાઇ ગઇ.

શ્રી રઘુનાથજી સ્વામીને પૂજ્ય પદવી અપાયા પછી અને સાધુ-સાધ્વીઓપર નિયામકતા થયા પછી ઘણી સારી રીતે વ્યવસ્થાસર કાર્ય ચાલવા લાગ્યું. જે પ્રથમ અવ્યવસ્થા ચાલતી હતી, તે હવે તદ્દન અદૃશ્ય થઇ ગઇ. પ્રેમની લાગણીઓ સહજે જણાવા લાગી. કોઇ પણ કાર્ય હોય તોપણ તે ઉપરના અધિકારીને પૂછ્યા સિવાય કરી શકાય નહિ, એમ મર્યાદાથી બધું કાર્ય ચાલવા લાગ્યું. આમ સંતોષથી સંપ્રદાયનૌકા નિયમિત ને વ્યવસ્થાસર ચાલતી હતી. ચતુર્વિધ સંઘમાં ઘણો સંતોષ હતો, પણ આમ હોવું કુદરતને કદાચ સારું નહિ લાગ્યું હોય, જેથી સંતોષમાં એક બાજુથી ગાબડું પાડવાની વાતો એક ગામના શ્રાવકોના દિલમાં ઉભરાઇ આવી. જ્યારે સંપ્રદાય એકત્ર થયો ત્યારે આ શ્રાવકોના દિલમાં તેમાં અનુમતિ કે રૂચિ નહિ હતી; તેમના ધારવા પ્રમાણે તેમાં થોડા સાધુઓ ને સાધ્વીઓને પણ જવા દેવાની ઇચ્છા નહિ હતી; પણ તે વખતે તેમનાથી ધાર્યું ન થઇ શક્યું, એટલે ત્યારપછી જે ખટપટ કરી ભંગાણ પાડવું હતું તે વાત તેઓ ભૂલી ગયા નહિ હતા. ધીમે ધીમે ગુપ્ત રીતે તેને પાંચ-છ વર્ષ થતાં થતાંમાં ભેદ પાડ-

વાની બાજી રચવામાં આવી. ત્રણ સાધુઓ ને થોડાંએક સાધ્વી-ઓને સમજાવી એક જુદી શાખા રચવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. તેમ કરવામાં તેમણે કેટલીક ખટપટ, પ્રપંચ, વિગ્રહાદિ કર્યા પણ ખરાં; પણ થોડો વખત-બહુ જ થોડો વખત એ સ્થિતિ ન રહી, ને છેવટે તેમને તેમાં નાસીપાસી જ મળી. જુદા થનારને ઘણું સહન કરવું પડ્યું. ભ્રમથી જે દૃષ્ટિ ભૂલી હતી, તે દૃષ્ટિને અંધારામાં ઠોકરો વાગતાં ભાન આવ્યું કે ચાલવામાં રસ્તો ભૂલાયો છે; એ રીતે તેઓ મૂળ રસ્તાપર ચઢી ગયા. સંપ્રદાય-નૌકાને જોકે ધક્કા વાગવાથી થોડું સહન કરવું પડ્યું, ગાબડું પડે તેવો ભય થોડો વખત રહ્યો, જો પાણી અંદર આવે તો બેસારૂની પુરેપુરી કમબખ્તી હતી, પણ વ્યવસ્થાપક-નાખુદો ને ખલાસીઓ ચોક્કસ હોવાથી નૌકામાં ગાબડું પડી શક્યું નહિ. મતલબ કે થોડા માસસુધી જ જરા અશાન્તિ રહી; પણ પછી વધારે સ્વસ્થતા આવી. તે બનાવ બન્યા પછી સંપ્રદાયનૌકા ઘણી સારી ચાલવા લાગી.

સંપ્રદાયમાં ગુરૂ શિષ્યના ક્રમવારની શૈલિ જોતાં ત્રણ શાખા જણાતી હતી. ગુરૂ શિષ્યની પરંપરામાં એક શાખામાં પૂજ્ય શ્રી હીરા-ચંદ્રજી સ્વામી હતા, જે અત્યારે વિદ્યમાન નહિ હતા. તેમના શિષ્યો-માં મુખ્ય મહારાજ શ્રી ખુશાલજી સ્વામી હતા, જે પૂજ્ય પદવી આપવાની ક્રિયા વખતે હતા. પણ આ વખતે (ત્યારપછી પાંચ-સાત વર્ષ પછી) નહિ હતા. આ વખતે મહારાજ શ્રી પુરૂષોત્તમજી સ્વામી હતા, જે બહાર ઝળકી નીકળતા હતા. એક શાખાની બે શાખા ગણાતી હતી, તેમાં એકમાં મહારાજ શ્રી અમીચંદ્રજી સ્વામી હતા, ને બીજીમાં પૂજ્ય શ્રી વિદ્યમાન હતા. એમ ત્રણમાં બધો શિષ્યવર્ગ સમાઇ જતો. શ્રી પુરૂષોત્તમજી સ્વામી મહારાજ શ્રી ખુશા-

લજી સ્વામી હતા ત્યારે બહુ બહાર પડતા નહિ; પણ પછી ધીમે ધીમે સારી રીતે પ્રકાશમાં આવવા લાગ્યા હતા. વિદ્વત્તામાં, વક્તૃત્વમાં ને સમયોચિત વિવેકમાં તે ઘણા સારા ગણાવા લાગ્યા. સંપ્રદાયની રીતિની વ્યવસ્થા કરવામાં પૂજ્યશ્રીને તો તે ઘણા જ અનુકૂળ થઇ પડવા લાગ્યા, એટલું જ નહિ પણ તેમના વિચારમાં ઘણા મદદરૂપ થવા લાગ્યા. પૂજ્યશ્રી પ્રતિ તે ઘણા પ્રેમથી જોતા. તેમની સેવા કરવામાં પણ તે પોતાના મનને પાછું ખેંચતા નહિ. જ્યારે જ્યારે ભેગા રહેવાનું થાય ત્યારે ઘણી ખુશીથી તે ધસી આવતા. જુદા થવાને વખતે તેઓનું મન બહુ નારાજ થઇ જતું. જ્યારે તેઓની સાથે વાર્તાલાપ કરવા વખત લેતા ત્યારે કલાકોના કલાકો ક્યાં જાય છે, તેની તેઓને ખબર પણ પડતી નહિ. મતલબ કે પૂજ્યશ્રી પાસેથી ખસવા, કે બીજા કાર્યમાં ભાગ લેવાનું આવતાં શ્રી પુરૂષોત્તમજી મહારાજ મન કરતા નહિ. એક સ્થળે જ્યાં હોય ત્યાંથી વિહારનો વખત આવતાં પૂજ્યશ્રી વિહાર કરતા. તે વખતે તેમને મૂકવા ખાસ પોતાના શિષ્યોમાંથી કેટલાકને અમુક ગ્રામ કિંવા અમુક સ્થાન સુધી તે સાથે મોકલતા. કોઇ વખત પોતે પણ સાથે મૂકવા આવતા અને સામા ગ્રામ સુધી આવી પહોંચતા. ત્યાંથી વળી બીજા ગ્રામસુધી પણ આવતા. એમ ત્રણ ચાર દિવસો માત્ર અમુક ભાગસુધી પૂજ્યશ્રીને મૂકવા આવવામાં જ તે કહાડી નાંખતા. એક વખતે પૂજ્યશ્રીએ અમદાવાદથી કલોલ જવા માટે વિહાર કર્યો, ત્યારે તે મહારાજશ્રીએ કહ્યું કે "ચાલો પૂજ્ય મહારાજ! હું બંગલાસુધી તો આવું! બંગલામાં (દીલ્લી દરવાજા બહાર બંગલાઓ છે ત્યાં) રહેશો તો રહીશું." એમ કહી તે સાથે ચાલ્યા. તે વખતે મહાસુખરામ ગુલાબચંદનો બંગલો તૈયાર હતો. ત્યાં તેઓ કેટ-

લાક દિવસ રહ્યા. ત્યાંથી વિહાર કરીને પૂજ્યશ્રીએ કહ્યું કે હવે પાછા જાઓ. ત્યારે તેમણે કહ્યું કે, "અચેર ગ્રામ જો જવું હોય તો ત્યાંસુધી આવીએ. પછી ત્યાંથી પાછા ફરી જઇશું." ત્યાંથી અચેર એક શિષ્યને સાથે લઇ લીધો ને 'હમણાં મૂકી પાછા આવીશું' એમ કહી સાથે સાથે 'અચેર' આવી ગયા. એમ જ ત્યાંથી અડાલજ, સઇજ ને કલોલ સુધી સાથે મૂકવા માટે આવ્યા! કલોલમાં તે થોડા દિવસો રહ્યા. પૂજ્યશ્રીએ જણાવ્યું કે તમારે સુરત ચાતુર્માસ જવાનું છે, તો પછી તાપ થશે, ને મુશ્કેલ પડશે, ત્યારે તેમણે વિહાર કર્યો. સઇજ સુધી પૂજ્યશ્રી પણ કાંઇ હવાફેર કરવાને, એકાદ દિવસ સઇજમાં ઠીક પડશે, એમ જાણી ગયા. તે વખતે પૂજ્યશ્રીનું શરીર બરાબર રહેતું નહિ. સઇજ એકાદ રાત્રિ રહ્યા પછી સ્હવારમાં બન્નેને જુદી જુદી દિશામાં વિહાર કરવાનો હતો. કેટલાક લોકો પણ કલોલથી આવ્યા હતા. તે જ રાત્રિમાં પૂજયશ્રીનું શરીર નરમ થઇ ગયું. રાત્રિમાં આનંદ થવાનો હતો તે પલટાઇ ગયો. સ્હવારમાં અમદાવાદ ભણી મહારાજ શ્રી પુરૂષોત્તમજી સ્વામી જવાના હતા તેમના દિલને આઘાત થયો કે હવે કેવી રીતે આમ મૂકી જઇ શકાય? પૂજયશ્રીએ કહ્યું કે "તમો જાઓ, તમારે ઘણું દૂર જવાનું છે." તેમણે કહ્યું કે "કેવી રીતે મૂકી જવાય? જો અમદાવાદ હોઇએ તોપણ અહીં આવવું પડે, તો પછી અહીંથી કેમ જવાય? તો આપણે બધા કલોલ જઇએ." કલોલના કેટલાક શ્રાવકો તે આગલી રાત્રીએ ને આ સ્હવારે આવ્યા હતા. આમ થવાથી ઘણી આજીજી કરી શ્રાવકોએ કહ્યું કે, "પૂજ્ય મહારાજ! આપને મૂકી તેઓ કેવી રીતે જઇ શકે? માટે હમણાં તેમને આપની સાથે આવવા દો." પૂજ્યશ્રી ને મહારાજ શ્રી પુરૂષોત્તમજી સ્વામી

બધાએ કલ્લોલ આવ્યા; ત્યાં તો પૂજ્યશ્રીને બહુ જ માંદગી થઈ ગઈ. તેમને સારૂં થયું ત્યાંસુધી તેઓ રોકાયા. તેમણે વૈયાવૃત્ય-સેવા સર્વ પ્રકારે પાસે રહીને કરી. પછી તેઓ ત્યાંથી સુરત તરફ જવા વિહાર કરી ગયા. મતલબ એ હતી કે હમણાં પાછા ફરીએ છીએ કે થોડા દિવસ રહીને જઈએ છીએ, એમ કરતાં કરતાં પુરૂષોત્તમજી મહારાજ પૂજ્યશ્રી પાસેથી દૂર જવાને ઇચ્છતા નહિ. કોઈ વખત સામસામા જુદા જુદા ગ્રામમાં તેઓ ને પૂજ્યશ્રી હોય તો બને ત્યાંસુધી એક સ્થળે મળી શકાય તો મળી આવવાને પરસ્પર ભૂલતા નહિ. દરરોજ કે અમુક દિવસાંતરે ભેગા થવાય તો તે મનને ઘણો આનંદ લાવતા. ને પૂજ્યશ્રીના પ્રતિ માનદૃષ્ટિથી જોતા હતા, એટલુંજ નહિ પણ એક રાજા પાસે એક મુખ્ય માણસ જેમ સંભાળ કરવાને પાસે ને પાસે રહેતો હોય અથવા જેમ એક છડીદાર તેની છડી ઝીલવાને હોય એમ પૂજ્યશ્રીને માન આપવાનું તે હૃદયથી ઇચ્છતા હતા. એઓશ્રીનું માન-કીર્તિ વધે તેમાં પોતાનું માન-કીર્તિ છે, એવું તે સમજતા. ક્યારે પણ તેમના વચનને ફેરવવા તે ઇચ્છતા જ નહિ. પૂજ્યશ્રીએ કહ્યું હોય કે 'આ કરો કે આ સ્થળે ચાતુર્માસ જવું પડશે,' અને એમ કરવાનું તેમણે શ્રી પુરૂષોત્તમજી સ્વામીએ ) ધાર્યું પણ ન હોય, તથા તેવી તેમની ઇચ્છા પણ ન હોય તોપણ તે પ્રમાણે કરવાને, જવાને, કદાપિ અનિચ્છા જણાવતા નહિ. તે પૂજ્યશ્રીની એ વાર્તા ઝીલી લેતા ને કહેતા 'બહુ સારૂં.' આ બધી વાર્તામાં આશ્ચર્ય માત્ર એટલું જ છે કે મહારાજશ્રી પુરૂષોત્તમજી શિષ્યકોટિમાં નહિ હતા. શિષ્યકોટિમાં હોય તે સ્વાભાવિક રીતે એમ કબૂલ કરે જ, પણ તે કરતાં તે ઉપરની કોટિમાં હતા; છતાં પૂજ્યશ્રીની સમક્ષ તો શિષ્યકોટિમાં રહેવું જ તેમણે પસંદ કર્યું

હતું, અને તેમાં જ તેમની કર્તવ્યબુદ્ધિ તથા પ્રતિષ્ઠા સમાઈ રહેલી તેમણે માની હતી. ગુરૂજનોને યોગ્ય માન આપવું અને તેમની યથોચિત સેવા કરવી તેમાં ગુરૂજનોની એકલાની જ શોભા કે પ્રતિષ્ઠા સમાઇ રહેલી નથી, પરન્તુ તેમના સેવકો કે શિષ્યોની પણ એક-સરખી પ્રતિષ્ઠા રહેલી છે કારણકે લાયકને લાયક માન આપવાની કર્તવ્યબુદ્ધિ પણ એક વીરલ સદ્‌ગુણ લેખાય છે.

એક પુરૂષને બે ભુજાઓ હોય, તે ભુજાથી જેમ તે શોભાને પામે છે તેમ પૂજ્યશ્રીને બે ભુજાઓ હતી. એક બાજુમાં મહારાજ શ્રી અમીચંદ્રજી સ્વામી હતા અને બીજી બાજુમાં મહારાજશ્રી પુરૂષોત્તમજી સ્વામી હતા. પૂજ્યશ્રીએ એવી રીતે વહેંચણી કરી હતી કે અમુક સાધુઓ ને સાધ્વીઓ મહારાજશ્રી અમીચંદ્રજી સ્વામીની આજ્ઞા નીચે રહે, અમુક સાધુઓ ને સાધ્વીઓ મહારાજશ્રી પુરૂષોત્તમજી સ્વામીની આજ્ઞા નીચે રહે, ને અમુક ભાગને પૂજ્યશ્રીએ પોતે પોતાની આજ્ઞા તળે રાખ્યો. સામાન્ય રીતે એવી કાંઇ નાની, કે નજીવી, કે લગભગ દરરોજની જણાતી સઘળી બાબતો તે તે સાધુઓ કે સાધ્વીઓ પોતપોતાના ઉપરીઓને પૂછતા–જણાવતા રહેતા, ને તે તે ઉપરીઓ તેઓની બાબતો માટે જોખમદાર રહેતા. પણ સંપ્રદાયને લગતી મુખ્ય જરૂરીયાતની બાબતો માટે અથવા સાધુઓ ને સાધ્વીઓની કોઇ ભૂલો થઇ હોય તો તેની તપાસણી માટે, ને દીક્ષા લેવા તૈયાર થનાર ઉમેદવારોનાં આપ્તજન સ્ત્રી વા પુરૂષ કોણ છે, કેવા છે, કેવી સ્થિતિમાં છે, વિગેરે બાબતો માટે તપાસ કરી આજ્ઞા આપવા માટે પૂજ્યશ્રીએ પોતાના હાથમાં સુકાન રાખ્યું હતું. પૂજ્ય પદવી પ્રાપ્ત થયા પછી જેમ જેમ વખત વીતતો ગયો, તેમ તેમ સ્વાભાવિક રીતે શાન્તિ પ્રસરી

ગઈ, જોકે એક વખત ગાબડું પડે તેવું વાવાઝોડું આવ્યું, પણ ઝાઝો વખત ટક્યું નહિ. આખરે થોડા જ વખતમાં જેમ દરિયામાં ઉપડેલું મોજું દરિયામાં સમાઈ જાય, તેમ સમાઈ ગયું હતું. એટલે એક મહાન્ વિઘ્ન આવ્યું હતું પણ પસાર થઈ ગયું હતું. ત્યારપછી ઘણી શાન્તિથી આ સંપ્રદાયધુરા રાજ્યધુરાની માફક ચાલતી હતી, પણ ત્યારપછી એક બે એવાં નાનાં વિઘ્નો આવ્યાં કે જેમાં કોઈ કોઈ ભાગમાં થોડી ઉષ્ણતા-ગરમી ઝરી ખરી, ને એ ગરમી માત્ર પક્ષપાતીઓની ન્યાય બાજુને સહન કરવાની અશક્તિનું પરિણામ હતું. સંપ્રદાયની સમાચારી ચલાવવામાં ઘણી વખત સાધુ-સાધ્વીઓની નાની મોટી ભૂલો થાય તો તે વખતે તેઓને શિક્ષા કરવામાં આવતી, ને બરાબર સંભાળ-તપાસ ન્યાયપુરઃસર પણ કરવામાં આવતી. પણ એ શિક્ષા જ્યારે સામાન્ય વ્યક્તિપર (જેનો પક્ષ સામાન્ય રીતે પક્ષકાર તરીકે ખેંચનાર ન હોય તે પર) થાય ત્યારે બહુ બહાર ન જણાય એ સ્વાભાવિક છે; પણ જ્યારે કાંઇક ભૂલ બળવાન વ્યક્તિ (પક્ષ કરનાર હોય તેવી)માં જણાય, ને શિક્ષા કરવામાં આવે ત્યારે તે વ્યક્તિ સ્વાભાવિક રીતે ઉદ્ધતાઈ પકડી બહાર ધાંધળ કરવા પ્રયત્ન કરે એ પણ બનવાજોગ છે. પણ બળવાન વ્યક્તિમાં ભૂલ જાણી ન્યાયાધીશ ન્યાય કરવાને, સમાજમાં ધાંધળ થશે વા અસ્તવ્યસ્તતા આવી પડશે એવો ભય લાવી, જતું કરે એ ન્યાયાસનપર બેસનાર ન્યાયાધીશના હૃદયને બહુ દુઃખ થવા બરાબર છે. લોકો તો એમ જ કહી શકે કે તે ન્યાય નબળા પોચાને માટે છે, બીજાને માટે તો નથી.

એક વ્યકિતને માટે પૂજ્યશ્રી પાસે વાર્તા મુકાઈ. તે વ્યક્તિ માટે લોકોને માન હતું, પણ અમુક બાબત માટે લોકોને કાંઇક લાગી આવ્યું, જેથી વાર્તા રજુ થઈ. તુર્ત માટે તો પૂજ્યશ્રી કાંઇ બોલ્યા

નહિ, કારણકે તમામ હકીકત ચારે બાજુથી તેમને મળવી જોઈએ, ને તેમાં કેટલું વજુદ છે તે તેમણે જાણવું જોઇએ. થોડા વખતસુધી જોયા પછી તે વાતની તપાસ કરવામાં આવી. તપાસ કરતાં તે વ્યક્તિને કાંઈ વાત સંબંધે પૂછવું એવો ખ્યાલ આવ્યો. સાથે એ ખ્યાલ પણ આવ્યો કે જરૂર એ સબળ વ્યક્તિ છે, થોડી પણ ધાંધળ કરશે, તેમ એકદમ નમતું મૂકશે નહિ; પરંતુ ન્યાય ન કરવો ને જતું કરવું એ સમાજને પ્રષ્ટ લાગશે નહિ. વળી એ સત્ય ન્યાયનિપુણતા પણ કહી શકાય નહિ. મોટા યૂથ સાથે તે વ્યક્તિ વિહાર કરતા હતા, ત્યાંથી તેઓને તેડાવ્યા. તે આવવા ખુશ નહિ હતા, પરન્તુ નિરૂપાયે આવ્યા તો ખરા. આવ્યા પછી વ્યવસ્થા ને સત્યપૂર્વક કાર્ય લેવામાં આવ્યું. તેમના મગજમાં એવી ખુમારી હતી કે પોતાના લાભમાં આત્રો આસપાસનો સંયોગ ને વાતાવરણ તથા દબદબો છે, જેથી પૂજ્યશ્રી જતું કરશે, ને એ વાર્તાની કાંઇ સાબીતી વા પુરાવા મળશે પણ નહિ; પણ ધાર્યા કરતાં કુદરતના વિચાર પ્રમાણે સામી બાજુ જુદી જ બની ગઇ એવા દબદબા ને સંયોગથી ન્યાયાધીશ દબાઇ જાય તો પછી હમેશને માટે એ ન્યાયાસન કેમ ટકી શકે? ભૂલ પકડાઇ ગઈ. શિક્ષા પણ કરવામાં આવી, પણ એ વાર્તા પક્ષકારોને રૂચી નહિ. ગુન્હેગારને ક્યાંથી એ વાર્તા સારી લાગે? સૌની રૂબરૂમાં તો કાંઇ બોલાયું નહિ, પણ પાછળથી જેમ ગુન્હેગારપર શિક્ષા થાય, ને તેના અનુયાયીઓ ન્યાયાધીશને જેમ તેમ બોલે, તેમ ઘડીભર ગુન્હેગારના અનુયાયીઓ બડબડી ઉઠ્યા. દિલમાં મમકારને લીધે અપમાનનો આઘાત થયો માની લીધો. અણગમો ને કંટાળો પણ દેખાયો. પણ સમાજબળની આગળ એ હૃદય બળાપો, અસત્ય બળાપો આખરે ચુલામાં ધુંધાવાએલા ધુમ્રની માફક શાન્ત થઇ ગયો.

એવો એક ધુંધવાટવાળો વાયુ એક વખત ગુજરાતમાં ત્યાર· પછી પણ થયો હતો. તે આ કરતાં મોટા ને બળવાન્ સ્વરૂપમાં હતો. તેમાં વસ્તુસ્વરૂપ એવું હતું કે માત્ર એક સામાન્ય બાબત ખાતર સામાન્ય વ્યક્તિની મનસ્વિતા હતી, પણ એ સ્વરૂપને છૂપાવાતાં ને તે પર એક પછી એક પટ ઓઢાડતાં તેણે મોટું રૂપ લીધું; તે પણ નાની વ્યક્તિમાંથી મોટી વ્યક્તિમાં ફેરવાઇ ગયું. પરિણામ એ આવ્યું કે " અમોને (ગુન્હગારની દૃષ્ટિમાં) કોણ પૂછનાર છે? ને તમો (ગુન્હા· ના પૂછનારને કહે છે કે) કોણ અમોને પૂછનાર છો?" આ વાર્તાને સેવકોએ–પક્ષકારોએ ઉઠાવી લીધી. જેમ એક વિરૂદ્ધ વ્યક્તિ વિરૂદ્ધ પડતાં, સામા થવાને માટે મળતાં સાહિત્યો એકઠાં કરી–થોડા સિપાઇઓની ફોજ એકત્ર કરી એક મોટી સત્તાની સામે હલ્લો કરે તેમ એ વ્યક્તિએ પણ હલ્લો કર્યો; પણ તેને ખ્યાલ ન આવ્યો કે અસત્યથી ઉપડેલો હલ્લો કેટલું જોર કરશે? ને કેવી રીતે મજબુત સત્તા ને સત્યના કીલ્લાને ત્રોડી શકશે? પણ તેઓના ઉપરી જે મુખ્ય મહારાજ શ્રી હતા, તેઓ એ બાજુમાં ઢળ્યા નહિ. તેઓને જ્યારે આ ધાંધળની ખબર પડી, ત્યારે ઘણું દુઃખ થયું. તેઓએ કહી દીધું કે જ્યારે આમ કરો ત્યારે· સારૂં પરિણામ તમો નહિ જોશો. તેઓ સારી રીતે જાણુતા હતા કે એક ભૂલ કબૂલ કરવાની ઇચ્છા નથી, તે માટે આ બધી વિરુદ્ધતા પક· ડવા તેઓ ઊભા થયા છે. તેઓએ વિચાર્યું કે કેવળ આપખુદીનું આ પરિણામ છે. મગજમાં માત્ર ખુમારી ભરાઇ ગઇ છે, તેને લીધે તેમણે આ રસ્તો લીધો છે. પણ આથી ચાલતી સુંદર નૌકાને ધક્કેલી પાડવાનો પ્રયત્ન જ તેમણે શોધ્યો છે. તેઓ એવું સમજી રહ્યા જણાય છે, કે આમ કરીશું એટલે આપણે આપણી મેળે સ્વતંત્ર બનીશું, ને આપણી એક નાનકડી નૌકા જુદી ચલાવીશું;

પણ તેઓ એમ સમજતા નથી કે લાભની આશા રાખતાં શું નુકસાન આવી પડશે, વા કેટલું તેમાં સહન કરવું પડશે ? એ વાર્તા તેમની મૂર્ખતા તેમને સમજવા દેતી જણાતી નથી. આટલું વિચારીને પક્ષકારોની પ્રતિ તેઓએ કહી દીધું કે તમો જરૂર જઇને તેઓને કહો કે પૂજ્યશ્રી જેમ કહે તેમ કરવા તૈયાર છીએ. એ સિવાય બીજો રસ્તો નથી. નહિ કરો તો તમારી ધારણા પ્રમાણે બાજી લાઇન સાનુકૂળ નહિ થશે, ને આખરે મૂંઝાશો. આખરે થોડા માસ ધાંધળ કરી તેઓને-ગુન્હગારને નમતું મૂકવું જ પડ્યું. ગુન્હો કબૂલ કરવા તેઓ ખુશ નહિ હતા, પણ ધાર્યા પ્રમાણે કુદરત અનુકૂળ ન થઇ. તેઓ વિહાર કરી પૂજ્યશ્રી જ્યાં હતા ત્યાં જઇ મળ્યા, ને કહ્યું કે, જેમ કહો તેમ કરવા અધીન છીએ. મતલબ એ કે ધુંધવાતો વાયુ થોડા માસ રહી શાન્ત પડી ગયો. ત્યારપછી એવી અશાન્તિ આવી નથી.

બધાં સાધુ-સાધ્વીઓ એક જ આજ્ઞા તળે ચાલતાં હતાં. વચમાં એક વિક્ષોભ આવ્યો હતો, તેથી થોડાં જુદાં પડી ગયાં હતાં, પણ થોડા વખત પછી તેઓ એક પછી એક મળી ગયાં હતાં, જુદાં કોઇ હતાં નહિ. સંપ્રદાય જ્યારે એકત્ર થયો, ત્યારે એક દીવાળીબાઇ આર્યાશ્રી જેઓ લગભગ પંદર સાધ્વીઓના ટોળાથી હતા, તે મળ્યા નહિ હતા; એટલે તેઓ જુદાં રહ્યાં. તે ૧૯૪૦ થી તે ૧૯૬૦ ના જ્યેષ્ઠ માસ સુધી જુદાં રહ્યાં. તેઓ જુદાં હતાં પણ સંપ્રદાયની વિરૂદ્ધમાં ક્યારે પણ જતાં નહિ-તદ્દન અલગ-તટસ્થ રહ્યાં હતાં. પૂજ્યશ્રી પ્રતિ તેમને પૂર્ણ માન હતું, પણ કોઇ આંતર મનસ્વી વિચારને લીધે તે સંપ્રદાયમાં ભળી શક્યાં નહિ. આ કારણથી સંપ્રદાયના સાધુઓ તથા સાધ્વીઓ કે પૂજ્યશ્રી

છીપાપોળના ઉપાશ્રયે કેટલાક વખત સુધી થોડા વખત માટે કે ચાતુષ્માસ માટે જતા નહિ. ૧૯૫૭ ના વર્ષમાં શેષકાળ માટે પૂજ્ય-શ્રી એક વખત શાહપુરને ઉપાશ્રયે હતા, ત્યારે શ્રી લેરાભાઇએ છીપા-પોળના ઉપાશ્રય માટે વિનતિ કરી. ઘણી ખુશીથી તેઓશ્રી થોડા વખતસુધી ત્યાં રહ્યા. પછી ત્યાં તે વર્ષના ચાતુષ્માસ માટે વિનતિ થઇ. તે વર્ષે ત્યાં ત્રણ સાધુઓનું ચાતુષ્માસ પણ તેમણે કર્યું. ત્યારપછી બીજા વર્ષે દીવાળીબાઇ આર્યાશ્રી પૂજ્યશ્રી પાસે ( જે વખતે તેઓ મહાસુખરામ ગુલાબચંદના બંગલે હતા ત્યાં ) એકાદી વખત આવ્યાં હતાં. સંપ્રદાયથી અલગ રહ્યા પછી પ્રથમ જ જાતે આવ્યાં. એકાદી વખત તેમનાં શિષ્યાઓને પણ મોકલ્યાં હતાં. તે વખતે તેમણે પૂજ્યશ્રી સાથે સંપ્રદાયમાં મળવા માટે વાર્તા ચલાવી હતી. પૂજ્યશ્રીની કાંઇ ના હતી, પણ મળવામાં પરસ્પર વાર્તા–વિચારણા મળી નહિ, એટલે પૂજ્યશ્રીએ જે કહ્યું, તે તેમના અંતઃકરણને રૂચ્યું નહિ, એમ ખુલ્લું જણાયું. એટલે લોકો ધારતા કે હવે વાર્તા નિર્ણયપર આવી ગઇ છે, ને જરૂર હવે મળી જશે, પણ તેમ થઇ શક્યું નહિ. ત્યારપછી ત્રીજા વર્ષે એટલે સંવત્ ૧૯૬૦ ના વર્ષમાં પૂજ્યશ્રી ચાતુષ્માસ વઢવાણ શહેર કરવા આવતા હતા, તે વખતે દીવાળીબાઈ આર્યાશ્રી વઢવાણમાં હતાં. સંપ્રદાયમાં મળવાની તેમની ઇચ્છા તો હતી, પરન્તુ પોતાની ધારણા પ્રમાણે વાર્તા ઉત-રતી નહિ, તેથી અટકાયત થતી હતી. મલુકચંદભાઇ આ વખતે તે કાર્ય માટે સામેલ થયા, ને એ કાર્ય જલદી થાય એમ ઇચ્છતા હતા. તેમાં સંપ્રદાય ને સમાજનું હિત થાય છે, ને પોતાનું માન રહેલું છે, એમ જાણી તેમણે કાંઇક પ્રયત્ન આદર્યો. પૂજ્યશ્રી આ વખતે બાલા મુકામે આવ્યા હતા. ચાતુષ્માસને થોડો વખત હજી વધારે હતો, તેથી તે ત્યાંથી

કામ્પમાં જવાના હતા તે વાર્તા વઢવાણવાળાએ લખતર મુકામથી ખબર રાખી. બાલા મુકામે જ્યાં તે પધાર્યા કે તુર્તજ ત્યાં મલુકચંદભાઇ જઇ પહોચ્યા. વઢવાણમાં આપની જરૂર છે, ને ત્યાં આવવા ઇચ્છા કરવી જોઇએ, વિગેરે વાત પૂજ્યશ્રીને કહી તેમણે સિદ્ધા વઢવાણ શહેર આવવાનું ઠરાવ્યું. ત્યાં આવ્યા પછી દીવાળીબાઇ આર્યાશ્રીએ અંદર ભળવા માટે પૂજ્યશ્રીને વિનતિ કરી. થોડા વખત સુધી હા–ના થયા પછી સમાધાની. પર વાર્તા આવી ને ૧૯૬૦ ના વર્ષમાં ત્રિશ વર્ષના અંતરે તે સપ્રદાયમાં ભળી ગયાં. ત્યારપછી તે સર્વ આજ્ઞા પૂજ્યશ્રીની માનવા લાગ્યાં. ત્યાંસુધી 'એક થોડો ભાગ કે જેમાં થોડાં સાધ્વીઓ ને તેમને લઇને શ્રાવકવર્ગનો થોડો ભાગ જે જુદો હતો, તે હવે તદ્દન એક રૂપમાં મળી ગયો. એટલે હવે આખો ભાગ એક જ આજ્ઞા તળે આવી ગયો. તેમની એવી આજ્ઞા તથા પ્રતાપ પસરી ગયાં હતાં કે, કોઇ કશી પણ વિરૂદ્ધતા લેતા નહિ. એક જ ગુરૂના શિષ્ય જેમ એક ગુરૂની આજ્ઞા સહજે સ્વીકારે, તેમ બે બાજુથી શિષ્ય શિષ્યાઓ પરંપરાગત દૂર છતાં પણ એક ગુરૂનાં હોય તેમ બલ્કે તે કરતાં વધારે આજ્ઞાધીનપણે વર્તતાં હતાં. તેમને પૂજ્ય પદવીનો અભિષેક થયા પછી એક દશકા સુધી જરા સખ્ત વાનરમ વ્યવસ્થા ચાલી, પણ જેમ વખત વીતતો ગયો તેમ તેમ વધારે ને વધારે શાન્તપણે સખ્તાઇ પથરાવા લાગી. મધ્ય દશકાની અંદર સાધુ ને સાધ્વીઓની પણ સંખ્યા પહેલા દશકા કરતાં વધી. સાધુઓની સંખ્યા ૪૪ સુધી થઇ, ને પછી સંખ્યા ઘટવા લાગી. પૂજ્યશ્રી જ્યારે પૂજ્ય પદવીપર આવ્યા ત્યારે લગભગ ૧૪ થી તે ૧૬ સુધી સંખ્યા હોઇ ત્યારપછી કેટલાક ગતાયુઃ થતાં ૧૯૫૧ સુધીમાં ૨૧ કે ૨૨ ની સંખ્યા હતી. ૧૯૫૨ ના વર્ષથી

સંખ્યા વધતાં વધતાં ૧૯૬૨ ના વર્ષ સુધી ૪૪ ની સંખ્યા પહોંચી ગઇ. ૧૯૫૨ ના માત્ર એક જ વર્ષમાં છ સાધુઓની સંખ્યા વધી હતી. સાધ્વીઓની સંખ્યા લગભગ સાઠથી તે પાંસઠ સુધીમા આવજા કરે છે.

પૂજ્યશ્રીના પોતાના અંગત શિષ્યો ૧૧ થયા, જેઓ જ્ઞાતિમાં પાટીદાર, વણિક ને ભાવસાર હતા. મુખ્ય બે શિષ્યો જેઓ થયા હતા, તેમાંના બીજા શિષ્ય જેઓ પાટીદાર હતા તેઓ આજે તેઓની પછી પૂજ્ય પદવીપર છે; તેઓ વિદ્વાન્ ને સદ્ગુણી છે. કેટલાક શિષ્યો તેઓશ્રીની હયાતીમાં જ ગતાયુ: થઇ ગયા, જેમાંના એક શિષ્ય તે જીવાજી સ્વામી હતા જે ગણિતમાં ઘણા જ નિપુણ હતા. ગણિતમાં તે કેવળ એકકા હતા, એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ લાગતી નથી. ચંદ્ર પ્રજ્ઞપ્તિ સૂત્રની ઘણી મૂળ નકલો મેળવીને તેનું તેમણે ગુજરાતી ભાષામાં ભાષાંતર સારામાં સારૂં બનાવ્યું છે, જે પર વધારે સ્પષ્ટ કરવા એકે એક બાબતપર યંત્રોથી કોષ્ટકો ભર્યાં છે. કોઇને પણ જરા ધ્યાન ખેંચવાથી આખો વિષય સમજી શકાય તેવો છે. જે વિષયથી લોકો કંટાળી ગયા છે, તેને તેમણે તેવો સરલ કરી નાંખ્યો છે. એ કાર્ય કરવામાં મુખ્ય શોધક ને પ્રેરક તો મહારાજશ્રી પુરૂષોત્તમજી સ્વામી હતા. ત્યારપછી તેમણે જ્યોતિષ્ સાહિત્યનો બ્રાહ્મણોપાસેથી કેટલોક વખત લઇને અભ્યાસ કર્યો. ગ્રહલાઘવાદિ જેવા મુખ્યજ્યોતિષ્ ગ્રંથો તેમણે ગણિતના મુખ્ય સાધનોથી આમથી તેમ ફેરવી નાંખ્યા. તેપરથી તેમણે એક સ્વતંત્ર ગણિત ને કેટલીક બુકો પણ લખી નાંખી છે. તે ઉપરાંત તેમણે એક જ્યોતિષ્ જૈન પંચાગ પણ તૈયાર કર્યું હતું, જેમાં અમુક ચાલુ બાબતની ખામીને લીધે તે બહાર મૂકી શક્યા નહિ. તેઓ પૂજ્યશ્રીને

સલાહ આપવામાં પણ નિપુણ હતા. શાસ્ત્રીય વિષયમાં ભાષા વિષય સિવાય ગણિત વિષય, દ્રવ્યાનુયોગ વિષયના તે સારા રસજ્ઞ ને અનુભવી હતા.

પૂજ્યશ્રીને પોતાને એક બે પ્રસંગો ભારે દુઃખરૂપ થયા હતા. એક પ્રસંગ એ કે મહારાજ શ્રી પુરૂષોત્તમજી સ્વામીનો સ્વર્ગવાસ તેઓશ્રીની હયાતીમાં થયો. પૂજ્યશ્રી પ્રતિ તેઓ અપૂર્વ પ્રેમ ધરાવતા હતા. પૂજ્યશ્રીના શરીરે કાંઇ થતું વા સંપ્રદાય સંબંધી તેઓશ્રીને કાંઇ દુઃખ થતું ત્યારે ખરેખર અનન્ય ભાગ તેઓ લેતા. તેઓથી બની શકે ત્યાંસુધી એ ભાગ લઇ આરામ આપવો એવી ઇન્તેજારી તે રાખતા. સંપ્રદાય સંબંધી કાર્યમાં તે પૂજ્યશ્રીની સાથે ભાગ લેતા. હરવખત પૂજ્યશ્રીની સાથે રહેવામાં જ તેઓ દિલ રાખતા ને ઘણી વખત વિહારમાં પણ સાથે રહેતા. તે એટલો બધો સ્નેહ બાંધી રહ્યા હતા કે, વચમાં ત્રુટી થવાના કંઇ કંઇ સંપ્રદાય સંબંધી અંગત કારણો ઊભા થવા છતાં એ સઘળાંને તેઓએ નજીવાં ગણ્યાં હતાં. એ સત્ય સ્નેહની વિરૂદ્ધમાં અંતરમાં કાંઇ પ્રસંગ આવવા દેવા તે ઇચ્છતા નહિ, તેમ આવવા દેતા પણ નહિ. તેઓએ પૂજ્યશ્રીની એક શિષ્ય-સેવક તરીકે સેવા ઉઠાવી હતી. જ્યારે જ્યારે મળવાનો પ્રસંગ આવતો, ત્યારે ત્યારે તે પોતાનું અહોભાગ્ય—અતિ આનંદ માનતા. પૂજ્યશ્રીનું સં. ૧૯૬૩ માં પ્રાંતીજ મુકામે ચાતુર્માસ હતું. તે વખતે તેઓનું અમદાવાદમાં સારંગપુરમાં ચાતુર્માસ હતું. પૂજ્યશ્રીને શરીરે ચાતુર્માસમાં બરાબર ઠીક રહેતું નહિ હતું. ચાતુર્માસ પૂર્ણ થયા પછી મહારાજશ્રી પુરૂષોત્તમજી સ્વામી પ્રાંતીજ જવાના હતા, પરંતુ તેઓને કાંઇ મુદ્દાસર વડોદરા જવાનું થયું. વડોદરે જતાં રસ્તામાં પગમાં અદષ્ટવશે તેઓને

કાંટો વાગ્યો. વડોદરે પહોંચ્યા પછી તેની મહાવ્યથા થઇ પડી. તેના પર ડોક્ટરે વહાડકાપ કરી, ને તેની વેદના વધી પડી. છેવટપર આવતાં ડોક્ટરે નિરાશા જણાવી. તેવામાં પૂજ્યશ્રી પોતે નવ સાધુઓ સહિત વિહાર કરી નજીકમાં ધડકણ મુકામે આવ્યા હતા. વડોદરાથી પ્રાંતીજ તાર આવ્યો કે ' ઘણી માંદગી છે.' છેવટ જેવા સમાચાર જાણી પ્રાંતીજથી ધડકણ સમાચાર મોકલવામાં આવ્યા. આ સમાચાર સાંભળતાં પૂજ્યશ્રીને ઘણું દુઃખ લાગ્યું. રાત્રિએ ગતાયુઃ થયાના સમાચાર બીજા સ્હવારે મળતાં હૃદયમાં તેમને એકદમ આઘાત લાગ્યો, જે ખરેખર અસહ્ય હતો.

બીજો એવો આઘાત જીવાજી સ્વામીના સ્વર્ગવાસનો હતો. શરીરે તે તદ્દન સારા હતા. એકદમ ખાંસી આવતાં થોડા વખતમાં—ક્ષણભરમાં તે 'શાન્ત બની ગયા. એઓ પણ ખરેખર પૂજ્યશ્રીના કાર્યમાં મદદગાર તથા સલાહકાર હતા. એઓના જવાથી પણ પૂજ્યશ્રીને ઘણું લાગી આવ્યું હતું.

એઓશ્રીનો વિહાર ગુજરાત ને કાઠિયાવાડના ભાગમાં થયો હતો. કાઠિયાવાડમાં જામનગર ગોંડળ સુધી તેમણે વિહાર કર્યો હતો. ગુજરાતમાં સુરત સુધી, ઉત્તર ભણી પાલણપુર, પુર્વમાં પ્રાંતીજ સુધી વિહારમાં પર્યટન કર્યું હતું. તેમનો ઘણો વખત મધ્ય ભાગમાં ગયો હતો. કાઠિયાવાડમાં વિચરતાં વિદ્વાન્ મહાપુરૂષો સાથે ઘણી સાધુ મૈત્રી કરી હતી. ગોંડળના પૂજ્ય શ્રી દેવજી સ્વામી સાથે તે ઘણી મૈત્રીથી રહ્યા હતા. તેઓ ઘણા ભદ્રિક પવિત્ર ને સુજન હતા. ત્યારપછી તેઓના પછી પૂજ્યશ્રી જસાજી સ્વામી સાથે પણ એવી જ મૈત્રી હતી, જેઓ ઘણા વિદ્વાન્ ને આચારશાલી હતા. તેઓ સાથે પૂજ્યશ્રીએ જામનગરમાં શેષકાળ પૂર્ણ કર્યો હતો. તેમને ચાતુર્માસ માટે

ત્યાં રાખવા ઘણો આગ્રહ થયો હતો, પણ તેમ બની શક્યું નહિ હતું. રાજકોટ મુકામે તેઓ છેલ્લી સ્થિતિમાં સ્થિર વાસ રહ્યા હતા, ત્યારે તેઓએ પણ પૂજ્યશ્રી પ્રતિ વખતોવખત કહેવરાવ્યું હતું કે એક વખત છેવટ મળી જવાય તો સારૂં, પણ પૂજ્યશ્રી કલોલ કે અમદાવાદમાં હોય, જેથી તે વિહારની સગવડમાં રહ્યા નહિ હતા. લીંબડીના પૂજ્યશ્રી દીપચંદ્રજી સ્વામી, મહારાજશ્રી જીવણજી સ્વામી, પૂજ્યશ્રી લાધાજી સ્વામી તથા પૂજ્યશ્રી ગોપાળજી સ્વામી જેવા સાથે પણ એમણે ઘણો સહવાસ કર્યો હતો. તેઓ પણ વખત મળતાં મળવાને ચાહતા હતા. એઓશ્રીએ પૂજ્યશ્રીને શાસ્ત્રવાંચન, રહસ્ય, ગૂઢ વિચારો કહી ઘણો ઉપકાર કર્યો હતો. આભારથી દબાઇ ગએલ વ્યક્તિ આભાર કરનારને ચાહે તે તો સહજ છે, તેમાં કાંઇ નવાઇ નથી; પણ તેઓશ્રી પણ આ પૂજ્યશ્રીને ચાહતા હતા. ખંભાતના પૂજ્યશ્રી હર્ષચંદ્રજી સ્વામી–જેઓ ઘણા કડક-સખ્ત આચારવાળા હતા તેમની સાથે પણ પૂજ્યશ્રીએ સજ્જનતા રાખી હતી. એઓએ ચાતુર્માસ કલોલ, અમદાવાદ, વિરમગામ, વઢવાણમાં ઘણાં કર્યાં હતાં, સુરત, પ્રાંતીજ, વડોદરામાં એક કરતાં વધારે વખત કર્યાં હતાં. પાલનપુર, કડીમાં એક એક ચાતુર્માસ કર્યાં હતાં. તે સિવાય બીજાં ગ્રામમાં ચાતુર્માસ ઘણા ભાગે થયાં ન હતાં, પણ શેષકાળ જવું–આવવું ઘણુંએ થયું હતું.



## પ્રકરણ ૫ મું.

### જીવનનો અંતીમ સમય.

પૂજ્યશ્રી રઘુનાથજી સ્વામીએ ૧૯૬૪ નું ચાતુષ્માસ વીરમગામમાં કર્યું, ત્યારપછી અમદાવાદમાં આવ્યા બાદ વૃદ્ધ અવસ્થાને લીધે તે ઝાઝો કે દૂરસુધી વિહાર કરી શક્યા નહિ. કલોલ કે કડીસુધી તે જઇ શકતા હતા. તે વર્ષમાં અમદાવાદ આવ્યા પછી શ્રાવકોના આગ્રહને લીધે અમદાવાદમાં પૂજ્યશ્રીને ઘણા સાધુઓ તથા સાધ્વીઓ આવી મળ્યાં હતાં. મુખ્ય મુખ્ય શ્રાવકો પણ ઘણાં ગામોમાંથી દર્શનાર્થે આવ્યા હતા. પૂજ્યશ્રીની ને શ્રાવકોની ઇચ્છા સાધુમંડળમાં ઘણી સારી વ્યવસ્થા ચાલે તે સંબંધી વિચારો કરવાની ને સુધારા કરવાની હતી. લોકોએ તે પ્રસંગ ભારે ઉત્સાહથી ઉજવ્યો હતો, ને કેટલાક દિવસોસુધી લોકો રોકાયા હતા ઘણા લોકોએ તે વખતે આનંદ મેળવ્યો હતો ને સંતોષ મેળવી વિખરાયા હતા. તે વર્ષમાં પૂજ્યશ્રીનું ચાતુષ્માસ અમદાવાદમાં થયું. આંખની ઇજાને લીધે, ને શરીર રોગથી ગ્રસ્ત હોવાથી વધારે વિહાર કરવા તેમને અવકાશ નહિ હતો. એ વખતે વઢવાણના લોકોની એટલી બધી વિનતિ હતી કે 'ગમે તેમ કરીને એક વખત પણ પધારો તો બહુ સારૂં.' એ વિનતિ છેવટસુધી રહી પણ તેઓશ્રી જઇ શક્યા નહિ. જવાની ઇચ્છા તેઓશ્રીના દિલમાં પુરી હતી, પણ આંખનો જો સુધારો થાય, તો પોતાથી આવી શકાય એમ તે કહેતા પણ તેમ થઇ શક્યું નહિ. તે છેવટસુધી નહિ જ થઇ શક્યું. છેવટનાં પાંચ–છ વર્ષો તેમણે

અમદાવાદ ને કલોલમાં ગાળ્યાં. જોકે બન્ને સ્થળોના શ્રાવક વર્ગની ખાસ એક જ સ્થળમાં તેમને સ્થિરવાસી તરીકે રાખવાની વિનતિ હતી, તોપણ એક જ સ્થળમાં રહી બંધાઇ જવાની તેઓશ્રીની ઇચ્છા નહિ હતી. વિનતિ હોય, ને રહેવું તેમાં કાંઇ આશ્ચર્ય હતું નહિ, પણ તેમ રહેવા તેમની પોતાની ઇચ્છા કોઇ રીતે નહિ હતી. કલોલમાં તે સાત–આઠ માસ રહેતા તો પછી અમદાવાદમાં ચાર–પાંચ માસ રહેતા. એ પ્રમાણે વારાફરતી તે કલોલ તથા અમદાવાદમાં સમય ગાળતા, છતાં કલોલમાં ઘણો ભાગ રહેતા. છેવટનું ચાતુર્માસ પણ તેમણે કલોલમાં જ કર્યું હતું.

પૂજ્યશ્રી રઘુનાથજીનું શાસ્ત્રજ્ઞાન પણ સારૂં હતું. વાણીદ્વારા અને મનદ્વારા તેમણે વિદ્યાવ્યાસંગ તથા શાસ્ત્રાભ્યાસ બહુ સારો રાખ્યો હતો. જૈનાગમો–સિદ્ધાન્તોનું વાચન–મનન તેમણે પુનઃ પુનઃ અનેક વાર કર્યું હતું. તે સિદ્ધાન્તોને લગતા મૂળ ગ્રંથો પણ તેમણે ઘણા વાંચ્યા તથા વિચાર્યા હતા. જ્યારે જોઇએ ત્યારે તેમના હાથમાં એકાદ પુસ્તક તો અવશ્ય હોય. શારીરિક કિંવા સાંપ્રદાયિક કાર્યની જરૂરીઆતોને બાદ કરતાં ભાગ્યે જ એક ક્ષણનો પણ વખત તે નકામો ગાળતા. જ્યાંસુધી તેમની આંખને અડચણ આવી નહિ ત્યાંસુધી શિષ્યમંડળને તથા સાધુ–સાધ્વી મંડળને તે વખતોવખત અભ્યાસ કરાવતા દૃષ્ટિગોચર થતા. તત્સંબંધી વિચારણા અને સમજૂતી પણ તે આપ્યા કરતા હતા. જૈનાગમોનું મનન વાંચન તેમણે એટલું બધું કર્યું હતું કે જે કોઇ બાબતપર વાર્તા નીકળતી વા પ્રશ્નાદિ પૂછાતા તે વાર્તા અમુક સૂત્રમાં અમુક અધ્યયનમાં છે તે તે કહી આપતા અને પછી શિષ્યો તે અધ્યયનમાંથી એ વાર્તા શોધી કાઢતા અને પ્રશ્ન પૂછનારના મનનું સમાધાન કરતા. જીવ-

નના અંતીમ સમયસુધી તેમની આ પ્રકારની વિચારણા ચાલુ જ રહ્યા કરી હતી. પાછળનાં થોડાં વર્ષોમાં આંખપર મોતીયાનું પાણી વળતું હતું તેથી તે બરાબર વાંચી શકતા નથી, તોપણ આંખની આડે પોકળ મૂઠી રાખીને મૂઠીના છીદ્રદ્વારા દષ્ટિનો સંકોચ કરીને પોતાની મેળે પુસ્તક જોઇ શકાય ત્યાંસુધી તેમ કરવા અને તેમાંના અક્ષરો વાંચવા તે ચૂકતા નહિ. વાંચવાનો તેમને એટલો બધો શોખ હતો કે પોતાથી વાંચવાનું બની શકયું નહિ એટલે જૈન સૂત્રોપરની સંસ્કૃત ટીકા તે કોઈ શિષ્ય પાસે વંચાવતા અને એ ટીકા મૂળ સૂત્રને કેટલો સ્પર્શ કરે છે વા કેટલી દૂરગામી છે તે વિચારણામાં લાવવાનો યત્ન કરતા. પોતે વાંચી શકતા તે વખતે પણ આ પ્રકારની વિચારણા કરવાનો તેમને શોખ હતો. કેટલીક ટીકાઓ છપાએલી ઉપલબ્ધ છે, તે સુલભ હતી, તે તેઓશ્રી જાણી શક્યા હોય, પણ કેટલીક છેદ સિદ્ધાન્તોની વૃત્તિઓ બહાર પડી નથી. તેવી વૃત્તિઓ (ટીકાઓ) પણ કેટલાક જૂના પુસ્તકભંડારોમાંથી પ્રાપ્ત કરાવી છેદસૂત્ર રહસ્ય (વૃત્તિગત તત્ત્વ) જાણવાને પણ તે ચૂક્યા નહિ હતા. તેનું વાચન કરવામાં અને શિષ્યોને આપવામાં અથાગ મહેનત કરવાથી પણ તે શ્રમિત થતા નહિ.

આવા પુરૂષનું જીવન અમૂલ્ય ને કિમતી હોય એ સ્વાભાવિક છે. તેનું મૂલ્ય તેમના સહવાસીઓ સિવાય અન્ય કોણ જાણી શકે? કોઇ સારામાં સારૂં છે, વા ભૂંડામાં ભુંડું છે, એવો યથાતથ્ય ખ્યાલ જેટલો નિકટનાને આવી શકે, તેવો દૂરવાસીને ન આવી શકે.

હવે જીંદગીનો અંત થવાનો વખત આવી પહોંચ્યો હતો. જવાનો વખત પુણ્યવાન્ કે રંકને પવિત્ર કે પાપીને સમાન હોય છે; માત્ર હયાતીમાં જ પુણ્યવાન્માં કે રંકમાં, પવિત્રમાં કે પાપીમાં

તફાવત હોય છે, જે પોતાના વર્તનથી પોતાને કે જોનારને ખુલ્લું જણાય છે. પણ જવામાં કોઈએ તફાવત બતાવ્યો નથી. કોઇ સારા માણસો રહી શક્યા હોય એમ તો બન્યું નથી. મતલબ કે સર્વ કોઇને જવાનું છે એમાં કાંઇ શક નથી.

એઓશ્રીએ જીવનની પૂર્ણાહૂતિ કરી તે સમયમાં તેમનું શરીર બહુ દુઃખી નહિ હતું, પણ તે પહેલાં કેટલાંક વર્ષથી તે રોગથી પીડાતા હતા. રોગે એઓશ્રીની વૃદ્ધાવસ્થામાં બલવત્તા પકડી હતી, પણ તે પહેલાં શરીરસ્થિતિ ઘણી દૃઢ ને સારી હતી. તેમનો બાંધો બહુ મજબૂત હતો. શરીરનો દેખાવ ઘાટીલો હતો. ઉંચાઇમાં, પહોળાઇમાં તે વધુ પડતા કે ઓછા લાગતા નહિ હતા. છાતીની પહોળાઇ, હાથ પગની લંબાઈ, વદનનો દેખાવ, સુપ્રમાણ જણાતાં હતાં. વર્ણમાં પણ તે ઘઉંવર્ણા હતા. સંવત્ ૧૯૪૨ માં વડોદરામાં તેમણે ચાતુર્માસ કર્યું ત્યારે કાંઇક વાયુની વ્યથા પેટમાં થઇ આવી હતી, પણ તે દર્દ થોડા વખતમાં કાંઇક ઉપચારથી શાન્ત થયું હતું. એ દર્દ કંઇક વખત જતાં કોઇ કોઇ વખત વધારે થઇ આવતું, પણ ૧૯૫૫ ના ચાતુર્માસ દરમીયાન વિશેષ થઇ આવ્યું. એ દર્દથી તેમના શરીરમાં કાંઇક ઘસારો વધવા લાગ્યો. જ્યારે એ પીડા પેટ ને છાતીમાં થઇ આવે ત્યારે તેમને કાંઇ ચેન પડે નહિ, શરીર તદ્દન શિથિલ–અશક્ત બની જાય; પણ આરામ આવે ત્યારે બરાબર સારામાં સારી રીતે તે ચાલી શકતા. ત્યારપછી અમદાવાદથી વિહાર કરી કલોલ જતા હતા. કલોલ ગયા પછી એ પીડાથી માંદગી વધી પડી હતી. નિરાશાનાં કાંઇક ચિન્હો દેખાયાં હતાં. તે વખતે મહારાજશ્રી પુરૂષોત્તમજી સ્વામી ને તેઓના સર્વ શિષ્યો તથા પૂજ્યશ્રીના પોતાના સર્વ શિષ્યો હાજર હતા. તેઓ સર્વેએ ઘણી સેવા ઉઠાવી

હતી. તેવામાં રેચક ઉપચાર બહુ થવાથી શરીર શિથિલ થઇ ગયું હતું. સારણગાંઠ થાય તેવું થઈ આવ્યું હતું, પણ તે ગાંઠે તેવામાં બહુ જોર નહિ કરતાં, પૂજ્યશ્રી ત્યાંથી વિહાર કરી પાલણપુર તે વર્ષમાં ચાતુર્માસ માટે ગયા, ત્યારે અષાડ માસમાં–પાલણપુરમાં ગાંઠે જોર કર્યું અને સખ્ત માંદગી થઇ આવી. તે વખતે પટ્ટા સિવાય ચાલી ન શકાય તેવી સ્થિતિ થઇ આવી હતી. ત્યારપછી કેટલાંક વર્ષ એ દર્દથી તે રીબાતા રહી ગયા. ત્યારપછી ૧૯૬૬ ના વર્ષથી એ પીડા ચાલુ રહી. એક આખું વર્ષ ભાગ્યે જ ખાલી જતું. એક વર્ષમાં એક વખત મંદવાડ થાય ને કેટલીક વખત એક કરતાં વધારે વખત પણ તે માંદા થઇ જતા હતા. ત્યારપછી શરીર બહુ ઢીલું થવા લાગ્યું. એક બાજુમાં શરીર આ સ્થિતિપર હતું, બીજી બાજુમાં આંખમાં મોતીયા આવતા હતા. મોતીયાનું પાણી ધીમે ધીમે ઉતરતું હતું, એટલે ઉતાવળે મોતીયા ઉતરાવી શકાય તેવું હતું નહિ. બહુ દૂરથી વસ્તુ, પદાર્થ, પ્રાણી તેમને જણાતાં નહિ તેથી બહુ વિહારની ઇચ્છા તે કરી શકતા નહોતા. અમદાવાદ કે કલોલ એટલામાં જ રહેવાનું તેમણે પસંદ કર્યું. જોકે સ્થિરવાસ રહેવા માટે બન્ને સ્થળના શ્રાવકોએ ઘણી ઘણી વિનતિ કરી હતી, પણ એક સ્થળે રહેવાનું તેમના અંતઃકરણને પસંદ ન પડયું. ૧૯૭૧ ના વર્ષમાં અમદાવાદમાં બે વખત તેમને ભારે માંદગી થઇ ગઇ. બીજી વખત તદ્દન નિરાશા હતી, છતાં તે વખતે તે સારા થઇ શક્યા. ત્યારપછી તેઓશ્રી વિહાર કરી કલોલ ચાતુર્માસપર પહોંચી ગયા. માંદગી મટતાં ચાલવા માટે કાંઇ અડચણ આવતી નહિ હતી. છેવટનાં બે ત્રણ વર્ષ ચાલવામાં તે ઢીલા થઈ ગયા હતા. ચાલતાં ચાલતાં તેમને વિસામો લેવો પડતો હતો. તે વખતે એટલે પૂજ્યશ્રી માંદા થતા

હતા તે વખતે ઘણા સાધુઓ–સાધ્વીઓ સેવામાં હાજર થતાં હતાં. સાધુઓ સેવા કરવામાં કાંઇ કચાશ રાખતા નહિ. મતલબ કે પાછલા વર્ષમાં–૧૯૫૬ ના વર્ષથી ૭૨ ના વર્ષ સુધીમાં શરીરસ્થિતિ સારી રહેતી નહિ હતી. કોઇ વખતે કાંઇ તો કોઇ વખતે કાંઇ પીડા ઊભી થતી. શરીર સંબંધી અશાતા અદૃષ્ટાધીનથી તેમણે ભોગવી, પણ પુણ્યોદયને લીધે આખા સંપ્રદાયના સાધુઓ–સાધ્વીઓ શિષ્યો તુલ્ય સેવા કરતાં. અનહદ પ્રેમની લાગણી ને મળી આવતાં સાધનોથી તેમજ વૈદ્યોના ઔષધોપચારો ને સારવારથી દર્દને મટાડવામાં ઘણી સાનુકૂલતા મળી આવતી.

૧૯૭૧ નું ચાતુર્મ્માસ તેમણે કલોલમાં કર્યું. ત્યારે શરીર કાંઇ બહુ નરમ નહિ રહેતું–થોડું થોડું નરમ રહ્યા કરતું ને અશક્તિ ને મંદ પાચનક્રિયા રહેતી. ખોરાક થોડો લેવામાં આવે, તોપણ પેટ બહુ જ ડમડોલ થઇ જાય, એવી સ્થિતિ રહ્યા કરતી. છેલ્લા દિવસોમાં એવો મંદવાડ કે બીજી કાંઈ નીશાની હતી જ નહિ. માત્ર છેલ્લા બે દિવસો તે કાંઇક નરમ જણાવા લાગ્યા હતા. તે બે દિવસોમાંએ ઉપાશ્રયમાં ને બહાર પરશાળમાં તે ફરી શકતા હતા. એક છેલ્લા દિવસે તે બહાર નીકળી શકયા હતા નહિ. માત્ર પથારીપર સૂતા રહ્યા હતાં. અંદરથી તેમને શરીર બહુ ઢીલું જણાતું હતું, પણ તે કોઇને જણાવતા નહિ. વૈદ્યે રેચની દવા માર્ગશિર્ષ વદી ચતુર્દશીએ આપી હતી, તેને લીધે દિવસે પેટમાં કાંઇક બેચેની રહી હતી. નિકાસ થયો નહોતો. રાત્રિએ સાડાદશ વાગ્યાસુધી એ સ્થિતિ રહી. તેઓ તે વખતે પણ સ્વતંત્રપણે બરાબર બેસી શકતા તથા આવું જવું કરી શકતા. પણ ત્યાંસુધી રેચનો નિકાસ થયો હતો નહિ. છેવટે એક દસ્ત થયો અને સ્વસ્થતા ખસી ગઇ. ત્યારપછી તેમને

દસ્ત માટે કલાકે ને અર્ધા કલાકે ઉઠવું પડ્યું, અને શરીરે તદ્દન અવ્યવસ્થા આવી હોય એવી સ્થિતિ થઇ આવી. સ્હવાર થતાં નિરાશાનાં ચિહ્નો દેખાઇ આવ્યાં. રાત્રિમાં સાધુવર્ગ ઉપરાંત શ્રાવક વર્ગ વધારે હાજર હતો પણ ત્યારપછી કેટલાક શ્રાવકો મોડેથી ખાસ સેવામાં હાજર થયા હતા. મુશ્કેલીનો-કટાકટીનો વખત છે એવી જાણ થતાં જ શિષ્યોનાં વદન મ્લાન થઇ ગયાં હતાં. તેમને રાત્રિ ભયંકર લાગતી હતી. કાંઇ અવનવો બનાવ બનવાના પડઘા પડતા હતા. આ વખતે તેમની સેવામાં સાધુવર્ગમાં પાંચ સાધુઓ હાજર હતા. મુનિ હર્ષચંદ્રજી, મુનિ દેવચંદ્રજી, મુનિ પોપટલાલજી, મહારાજ શ્રી પુરૂષોત્તમજી સ્વામીના શિષ્યો શ્રી કલ્યાણચંદ્રજી, ને શ્રી મુળજી ઋષિજી એટલા હાજર હતા. આ વખતે બીજા શિષ્યો બધાએ દૂર હતા. રાત્રિમાં શ્રાવકોને ખાતરી થઇ કે હવે સ્થિતિ ભયંકર છે, અને સુધરે તેવી આશા જણાતી નથી. સ્હવારમાં તાર ઓફીસે તાર મોડા થયા તેથી કેટલાકોને તાર ગાડી પકડવા પહેલાં મળી ગયા ને કેટલાકોને ન મળ્યા. કેટલાકને તાર મળ્યા પણ ગાડી નહિ મળી શકી. બીજી ગાડી મળતાં પહેલાં કેટલાકોને બીજો તાર મળી ગયો કે તેઓશ્રી ગતાયુઃ થઇ ગયા છે. આથી કેટલાક દૂરનાં ગ્રામના લોકો નિરાશ થઇ ગયા.

માર્ગશિર્ષ માસની અમાવાસ્યાને દિવસે પ્રભાતમાં માંદગી જણાઇ, પણ પૂજ્યશ્રી શાન્ત રીતે પથારીમાં સુઇ રહ્યા હતા. બહારથી જરા પણ પીડા જણાતી નહિ. શાન્ત રીતે તે સામું જોયા કરતા હતા. લોકવર્ગ ભરચક ભરાઇ ગયો હતો. દૃષ્ટિ સામું ને સામું જોયા કરતી હતી. સમજણ, ધ્યાન, લક્ષ, બધું જણાતું હતું, પણ ઉત્તર આપવાનું સામર્થ્ય તેમનામાં ન હોય તેમ તે શાન્ત જણાતા હતા. આમ કરતાં આંતર મારણાન્તિક ક્રિયા આત્મવિશુદ્ધિ પોતે બોલી શક્યા ત્યાંસુધી

પોતે કરતા હતા, પણ પછી અન્ય મુખથી તે સાંભળતાં લગભગ બાર વાગ્યા. મધ્યાહ્ન થઇ ગયો. પછી થોડી વારે તેમણે જમણું પાસું બદલ્યું અને એ દીપ્તિમાન દેહમાંનો વિશુદ્ધ આત્મા પ્રયાણ કરી ગયો–વાયુમાં મળી ગયો. તે વખતે બાર ઉપર પંદર મિનિટ થઇ હતી. તેમની પાસે માત્ર પાંચ સાધુઓ હતા જેમનાં નામ ઉપર જણાવવામાં આવેલાં છે.

તે સમયે આસપાસનું મંડળ અંતરમાં વેદના પામતું પણ બહારથી શાન્ત, ગંભીર તથા સ્વસ્થ થઈ બેઠું હતું, તે પૂજ્યશ્રીના વિદેહ થયાના ખબર જાણી નિઃશ્વાસ નાંખી ઉઠી ગયું, અને તેમના દેહની અંત્યેષ્ઠિ ક્રિયા કરવાના ઉદ્યમમાં હવે પડયું. કુદરત શાન્ત હતી. જીવંત દેહની પ્રભા મરણ પછી ઉતરવા લાગે છે, તેમ સૂર્ય પણ ધીમે ધીમે પશ્ચિમના આકાશમાં ઉતરતો જતો હતો.

જેણે બાલ્યકાળથી જ આચાર, વિચાર અને ઉચ્ચાર વડે–મનસા, વાચા, કર્મણા પવિત્રતાનું જ પાલન કર્યું હતું, જેણે જીવનપર્યંત બ્રહ્મચર્ય, તપ અને ધર્મક્રિયાઓનું જ સેવન કર્યું હતું તેને અંતકાળે શી પીડા થાય? તેને વાસના પણ શી હોય? તેને કયો વિષય આકર્ષી શકે? તેને પોતાના વંશજોને શી ભલામણો પણ કરવાની હોય? તેને લોલુપતાઓ પણ શાની હોય? જ્ઞાનવડે જે આત્મા પવિત્ર અને ઉન્નત બન્યો હતો, જન્મથી તે મરણપર્યંત સંયમપૂર્વક ચારિત્ર્ય પાળી જેનું શરીર પવિત્ર પરમાણુઓના સંઘાતરૂપ બન્યું હતું, તેવા એ મહાત્માનાં અનેક કલ્યાણકારી કાર્યોના સાધનરૂપ પણ વિશેષ ઉન્નત કર્મો કરવાને હવે અસમર્થ બનેલા જર્જર અનિત્ય દેહને છોડી તેમનો આત્મા પ્રયાણ કરી જાય તેમાં તે આત્માને શી ગ્લાનિ પણ થવાની હોય? કેવળ શાંત–સમાધિસ્થ ભાવે તેમણે

છેલ્લો શ્વાસોચ્છ્વાસ લીધો હતો અને પછી તે વિરમી ગયા હતા.

તે દિવસે આખા કલોલમાં પાકી પાળવામાં આવી. ઇતરધર્મીઓ પણ પૂજ્યશ્રી પ્રતિ માનદૃષ્ટિથી જોતા હતા એટલે તેમને પણ આ બનાવથી લાગણી થઈ આવી. પૂજ્યશ્રીના અવસાન પછી ધર્માર્થ ટીપ કરવામાં આવી જેમાં લગભગ રૂ. ૫૦૦૦ તુરત એકત્ર થઇ ગયા અને તે રૂપિયામાંથી કલોલમાં પાછળથી પાંજરાપોળની સ્થાપના કરવામાં આવી હતી. કલોલમાં મૂગાં પ્રાણીઓને જાળવવા સંબંધી એકકે સાર્વજનિક સ્થાન હતું નહિ, એટલે દયાધર્મના એક મહાન્ ગુરૂવર પૂજ્ય શ્રી રઘુનાથજી સ્વામીની પાછળ ધર્માર્થ વાપરવા માટેનાં નાણાંમાંથી જીવદયાનું એ મહત્ત્વનું કાર્ય જ તેમના એક મહત્ત્વના સ્મારકરૂપે પાર ઉતારવામાં આવ્યું.

પૂજ્યશ્રી વિદેહ થયાના સમાચાર તુરત અમદાવાદ પહોંચી ગયા અને ત્યાંથી શ્રાવક-શ્રાવિકાઓનાં ટોળેટોળાં આવી પહોંચવા લાગ્યાં. માંદગી દર્મિયાન પણ કેટલાકો આવી ગયા હતા. ગામમાંથી ઘણી વસ્તી તથા આસપાસનાં ગામોમાંથી પણ લોકોની મેદની ઉપાશ્રયની આસપાસ ઉભરાઈ જવા લાગી. બીજાં શહેરોના લોકો પણ જેઓ પહોંચી શકે તેમ હતું તેઓ આવી ગયા હતા, પરન્તુ ઘણાઓ આવી શક્યા નહોતા અને તેઓ પૂજ્યશ્રીના મુખારવિંદનું અંતીમ દર્શન નહિ કરી શકવા માટે પોતાને દુર્ભાગી સમજતા હતા, એટલું જ નહિ પણ એ મતલબના અનેક પત્રો પાછળથી આવી પહોંચ્યા હતા.

પૂજ્યશ્રીના દેહને એક સુંદર પાલખીમાં સ્થાપીને એ પાલખીને સ્મશાનભૂમિકામાં લઇ જવામાં આવી. તે વખતે લોકોની અગણિત મેદની એકત્ર થઇ હતી. એ નાના નગરમાં પાંચ-સાત હજાર લોકો પૂજ્યશ્રીના દેહને છેવટનું માન આપવાને સ્મશાનભૂમિસુધી આવ્યા

હતા. તેમના દેહને ચંદન કાષ્ટની ચિતામાં બાળવામાં આવ્યો હતો. ઘણાં હૃદયો તે સમયે રડી રહ્યાં હતાં અને વિચારી રહ્યાં હતાં કે એ આત્માએ આવું પવિત્ર જીવન ગાળીને આ દેહને વિસર્જન કર્યો પણ તે સાથે અનંત સંસાર ઓછા કર્યા; પોતે પણ એ જ રીતે એક વાર દેહને વિસર્જન કરશે, પરન્તુ એ દેહની કમાણીથી પોતાના સંસાર ઓછા થયા કે વધ્યા ? આ આત્મગત પ્રશ્ન એ સ્મશાન-ભૂમિમાં અનેક આત્માઓને વિચારનિમગ્ન બનાવી વૈરાગ્યની સ્ફૂરણા કરી રહ્યો હતો.

સ્વર્ગવાસી પૂજ્યશ્રીનું ચારિત્ર્ય એજ તેમનું સ્મારક છે, છતાં તેમના સ્થૂળ સ્મારકને જૈન ભાઇઓ વિસરી ગયા નથી. ઉપર જણાવ્યા પ્રમાણે કલોલમાં પાંજરાપોળ સ્થપાઈ છે, તે ઉપરાંત વઢવાણ શહેરમાં તેમના નામથી શેઠ ઝુંઝાભાઇ વેલશી તરફથી જૈન પાઠશાળા સ્થાપવામાં આવી છે. કલોલના જૈનો ઉપરાંત જૈનેતરોનો ચાહ પૂજ્યશ્રી પ્રત્યે કેટલો બધો હતો તે દર્શાવનારૂં એક અગત્યનું કાર્ય કલોલનિવાસીઓએ એ કર્યું છે કે પૂજ્યશ્રીના સ્વર્ગવાસ પછી દર વર્ષે તેમની મરણતિથિની પાકી–માગશર વદી અમાવાસ્યાને દિને પળાય છે.

અત્ર પૂજ્યશ્રીના બાહ્ય જીવન–સ્થૂળ જીવનનું નિવેદન પૂર્ણ થાય છે. હવે આપણે તેમના સૂક્ષ્મજીવન અર્થાત્ આંતર્ જીવનમાં પ્રવેશીશું.



# પ્રકરણ ૬ ઠું.

## આન્તર્ જીવન.

સ્થૂળ અર્થાત્ બાહ્ય જીવનનું ફળ તેજ સૂક્ષ્મ અર્થાત્ આન્તર્ જીવન છે. મનુષ્ય પ્રાણી આંતર્ જીવન વડે જ ઉંચે ચડયો કે નીચે પડયો–ઉર્ધ્વગામી થયો કે અધઃપતિત થયો એમ લેખાય છે. ઘણી વાર મનુષ્યના બાહ્ય જીવન ઉપરથી આંતર્ જીવન કેવા પ્રકારનું હશે તે કળી શકાય છે પરન્તુ સર્વથા તેમ બની શકતું નથી. બાહ્ય જીવનને દંભપૂર્વક સારૂં બતાવનારા મનુષ્યોનો આ જગતમાં તોટો નથી અને એવા દાંભિક જીવનને ભૂલથી વાસ્તવિક જીવન સમજી બેસનાર ભોળા મનુષ્યો–તેના આંતર્ જીવનને પણ એ દાંભિક જીવન જેવું પવિત્ર માનનારાઓ અંધકારમાં ગોથાં ખાય છે એટલું જ નહિ પણ એ દાંભિક જીવનનો ભોગ પણ કેટલીક વાર થઇ પડે છે. અહો ! એવા દાંભિક ધર્મગુરૂઓનો પણ જગતમાં કયાં તોટો છે ? પોતાનાં અનેક વ્રતો, ધર્મ, ફરજ ઇત્યાદિનું ખંડન કરી પોતાના ભક્તોનું પણ અનિષ્ટ કરનારા ધર્મ-ગુરૂઓનાં આચરણોએ જગતનું જેવું તેવું અહિત કર્યું નથી. બાહ્ય જીવનમાં એક દુષ્ટ જણાતો માણસ આંતર્ જીવનમાંના દુષ્ટ માણસ માણસ કરતાં ઓછો ભયંકર છે. ખુલ્લી રીતે દેખાતા દુષ્ટ માણસથી ભોળા મનુષ્યો ઓછા ઠગાય છે કારણકે તેઓ તેનાથી ચેતીને ચાલે છે, પરન્તુ–

**मधु तिष्ठति जिह्वाग्रे हृदये तु हलाहलम्**

એવા દુષ્ટ આંતર્ જીવન ગાળનાર પરન્તુ બાહ્યતઃ સારા જીવનનો

દંભ કરનાર માણસ અનેક સરલ હૃદયનાં માણસોને ઠગીને તેમનું અનિષ્ટ કરે છે.

દંભપૂર્વક બાહ્ય જીવનને પવિત્ર બતાવનારાઓનાં કોઇ વિશિષ્ટ પ્રસંગનાં આચરણોવડે તેમનું આંતર્ જીવન કળાઇ જાય છે. એવા વિશિષ્ટ પ્રસંગો જ તેમના સાચા જીવનની કસોટી કરનારા હોય છે, અને ગમે તેવા દંભ છતાં એવા કસોટીના પ્રસંગમાં એવા દંભીઓ પાર ઉતરી શકતા નથી. તેવી જ રીતે **संपत्तौ च विपत्तौ च महतामेकरूपता** । જેઓ ખરેખરા મહાન્ પુરૂષો છે–જેમના આંતર્ જીવનમાં સાચી મહત્તા રહેલી છે, તેઓ આવા કસોટીના પ્રસંગોમાં અવશ્ય પાર ઉતરે છે, કારણકે વિપત્તિમાં તેઓ વિષાદ પામતા નથી, સંપત્તિમાં તેઓ હર્ષ પામતા નથી, પરન્તુ સંપત્તિમાં તેમજ વિપત્તિમાં હમેશાં એકરૂપ જ રહે છે. એ તેમના મહાનુભાવપણાની ખરી કસોટી છે. સમભાવપણું દર્શાવવાને મુખપર બનાવટી શાંતિ ધરાવનારાઓ અન્ય પ્રસંગે પોતાના દંભવડે પ્રેક્ષકો કે શ્રોતાઓપર ઇષ્ટ અસર નીપજાવી શકે છે અને પોતાની સમભાવિતાની છાપ પાડી શકે છે; પરન્તુ કોઇ વિશિષ્ટ પ્રસંગ આવે છે તે વખતે તેમની દુષ્ટ વૃત્તિઓ ચળ-વિચળ બની જાય છે, મ્હોંપરની બનાવટી શાન્તિની રેષાઓ સ્થિર રહી શકતી નથી, ક્રોધ-વિકાર-દુષ્ટતા ઇત્યાદિની રેષાઓ તે સમયે એવી રીતે તરી આવે છે કે તેના સાચા આંતર્ જીવનનો આવિર્ભાવ એ સમયે આપોઆપ દેખાઇ આવે છે! એવા પ્રસંગે જે પોતાની વૃત્તિઓનું એકરૂપપણું જાળવી રાખી શકે છે તે મનુષ્યનું આંતર્ જીવન તેમજ બાહ્ય જીવન એકસરખું છે-તેમાં દાંભિકતા નથી એવું સમજી શકાય છે. પરન્તુ **मनस्येकं वचस्येकं कार्यमेकम्** એવા મહાત્માઓ આ પૃથ્વીના પડ ઉપર વિરલ મળી આવે છે !

મનુષ્ય પોતાનું જેવું બાહ્ય જીવન દર્શાવવાને ઇચ્છે તેવું જો તેનું આંતર્ જીવન ન હોય તો તેનું બાહ્ય જીવન-ઇહલોકનું જીવન પણ નિષ્ફળ છે. તાત્પર્ય એ છે કે જે મનુષ્ય બાહ્ય સારૂં જીવન ગાળી શકતો ન હોય તે પણ સારૂં જીવન ગાળવાની ઇચ્છા તો રાખે છે; પરન્તુ જો તેનું આંતર્ જીવન સારૂં ન હોય તો તેનું એકંદર જીવન નકામું છે-તેનો આખો અવતાર જ એળે ગયો છે એમ સમજવાનું છે. તેવી જ રીતે જે મનુષ્ય બાહ્ય જીવન સારૂં ગાળતો હોય, પરન્તુ એ જીવનની સારી અસર તેના આંતર્ જીવન ઉપર થવા પામી ન હોય, તોપણ તેના બાહ્ય જીવનની સુષ્ઠુતા કેવળ નિરર્થક છે. પરલોકના શ્રેયઃને અર્થે આંતર્ જીવનની પવિત્રતાની અતિ ઉપયોગિતા છે. બાહ્ય જીવનની સુષ્ઠુતા આંતર્ જીવનની સુષ્ઠુતા નીપજાવવાને અર્થે સાધનરૂપ છે અને એ સાધનદ્વારા ઇષ્ટ અસર નીપજાવી શકાય તો જ બાહ્ય જીવનની સફળતા છે.

જેવી રીતે બાહ્ય જીવનથી આંતર્ જીવન ઘડાય છે, તેવી જ રીતે આંતર્ જીવનમાં વજ્રલેપ થએલા સંસ્કારોને આધારે બાહ્ય જીવન પણ પ્રવર્તે છે. આંતર્ જીવનની કસોટી સર્વથા નહિ પણ બહુધા બાહ્ય જીવનના પ્રકાર ઉપરથી થઇ શકે છે. આપણા ચરિત્ર-નાયકનું બાહ્ય જીવન આપણે જોઇ ગયા પરન્તુ તેમનું આંતર્ જીવન કેવું હતું અને આંતર્ જીવનમાંના ઉચ્ચ સંસ્કારો સામાન્ય તથા વિશિષ્ટ પ્રસંગોમાં તેમના બાહ્ય જીવનમાં-આચારાદિમાં પણ કેવી રીતે ઉતરતા હતા તે જો આપણે ન અવલોકીએ તો તેમના જીવનનું ખરૂં રહસ્ય સમજવામાં આપણે પ્રમાદ જ કરેલો લેખાય.

પૂજ્યશ્રી રઘુનાથજી સ્વામીના આંતર્ જીવનની પ્રત્યેક રેખાનું પૂર્ણ વર્ણન આ લેખકની શક્તિની બહારની વાત છે, તોપણ તેની

રૂપરેખાઓ અત્ર દર્શાવવાનો પ્રયત્ન કરવામાં આવેલો છે. એક શિષ્ય અને ભક્તના મન ઉપરની આ છાપ છે તેથી તેમાં ગુણાનુરાગ તો દેખાઇ આવશે જ પરન્તુ એ છાપનું પ્રતિબિંબ કાગળ ઉપર પાડતાં બહુ સંયમ, ન્યાય, સત્ય તથા સાવધાનતા વાપરવામાં આવી છે.

પૂજ્યશ્રીનું ચારિત્ર્ય ઉજ્જવલ ને પવિત્ર હોય, તે બાહ્ય દૃષ્ટિથી શું જોઇ શકાય? તોપણ આંતર્ ચારિત્ર્યની છાયા બાહ્ય ચારિત્ર્યમાં જણાઇ આવતી. તેમના વદનમંડળનો દેખાવ તદ્દન શાન્ત ને વૈરાગ્યમય જણાતો હતો. શરીરની આકૃતિ જોઇ લોકો તદ્દન મુગ્ધ બની જતા, અને તેમને શાન્તિના મૂર્તિમંત સ્વરૂપ તુલ્ય સમજતા. આંખ, નાક, કપોલ, કપાળ ને આખા વદનપર સૌમ્યતા અને મધુરતા જણાતી. કોઇ પણ પ્રકૃતિના મનુષ્યને તેમનાં દર્શન કરતાં સદ્‌ભાવ આપોઆપ ઉત્પન્ન થઇ આવતો. મતલબ કે મુખપર શાન્તતા સર્વદા છવાઇ રહેલી જણાતી હતી. **आकृतिर्गुणान् कथयति** એ ન્યાયે જોતાં પૂજ્યશ્રીની આકૃતિપરથી સામાન્ય સામુદ્રિક જ્ઞાન ધરાવનારાઓ પણ તેમના ગુણો કહી આપી શકે તેમ હતું.

તેમની ભાષામાં અપૂર્વ મીઠાશ હતી. તે સાંભળતાં સામાન્ય રીતે રસ પડતો. ઉંચા અવાજે કે તોછડાઇથી કિંવા કટુકતાથી તો તેમને બોલવાનું જ શાનું હોય? ઉચ્ચ ને સભ્ય વિચારો હોય, ત્યાં તોછડાઇ કે કટુકતા મુખમાંથી ક્યાંથી નીકળે? ચારિત્ર્યની છાપ બહુધા ભાષાપરથી જણાઇ આવે છે. ભાષાપર કાબૂ ન હોય, ભાષા કઠોર કે નિષ્ઠુર હોય, જો કે ભલે સત્ય હોય, પણ એ ચારિત્ર્યની પૂર્ણ ઉજ્જવલતાને આવવા દેતી નથી. ચારિત્ર્યની ખરી કસોટી ભાષા જ છે. ભાષા નિર્દોષ હોતાં અન્ય ગુણો નિર્દોષ હોવા સંભવ છે. ભાષામાં નિરવદ્યતા સાથે નિષ્કંટકતા–નિર્દોષતા ન હોય તો અન્ય ગુણો શુદ્ધ હોવાનો અસં-

ભવ છે. પણ ખરેખર આ મહાપુરૂષમાં ગુણની પહેલી કસોટી હોય તો ભાષા જ હતી. સત્ય ને નિર્દોષ મીઠી વાણીથી તેમનું વદન ઘણી વાર શોભી રહેતું હોય એવું જણાતું હતું. એ ભાષા આંતરૂ વૈરાગ્ય ને સુજ્ઞતાનો પુરાવો હતો. એમ ન હોય તો ભાષામાં દંભની સ્ફુરણા હોય, શબ્દો લડથડીઆ ખાતા હોય અને કાંતો બોલનાર ખુશામતને પગથીએ ચડતો હોય! **दुर्जनः प्रियवादी च नैनविश्वासकारणम्** । મીઠું બોલનાર દુર્જનનો વિશ્વાસ લોકો કરતા જ નથી, એટલે ઘડીભર લોક આગળ મીઠુ મીઠું બોલાય, પણ આખરે તેમાં નાસીપાસી જ હોય છે, પણ એ હલકું-નબળું પગથીયું તો અસમજ ને સ્વાર્થબુદ્ધિનું હોય છે એમ પૂજ્યશ્રી બહુ વહેલા સમજીને ઉલ્લંઘી ગયા હતા. મતલબ કે ખુશામતનો કચરો કે કૂટ-પ્રપંચજાળની છાયા કે કર્કશતા તેમની ભાષામાં ક્યારે પણ તે વાપરતા નહિ.

એ ઉમદા ગુણ સાથે સૌજન્ય ગુણ પણ તેમનામાં આવી વસ્યો હતો. કોઇ પણ જન પ્રતિ સુજનતા-ભલમનસાઇ વાપરવાનું તે કદાપિ ભૂલતા નહિ. સૌજન્ય ગુણ એટલો બધો મહત્તર છે કે, તે ગુણ મનુષ્ય જાતિને ઉચ્ચ શિખરપર લેઇ જાય છે. મનુષ્ય એ ગુણથી ઘણો ઉચ્ચ, વિશાળ, કોમળ હૃદયનો બને છે. તેના હૃદયમાં ભેદ-ભાવ કે 'આ મારૂં ને આ પરનું' એવી સ્વાર્થી વૃત્તિ હોતી નથી. **वसुधैव कुटुम्बकम्** એજ તેની પરમ ભાવના હોય છે. આ મહાપુરૂષમાં એવી ભેદવૃત્તિ જણાતી જ નહિ હતી. પોતાના શિષ્યોપર તેમની જેવી લાગણી હતી, તે કરતાં વિશેષ લાગણી સાંપ્રદાયિક સાધુઓ-સાધ્વીઓ પ્રતિ તે રાખતા હતા. પોતાના શિષ્યો પ્રતિ માયાળુતા ને મમતા હતી, તેવી સંપ્રદાયના બીજા શિષ્યો પ્રતિ પણ તે રાખતા. **सौजन्यं यदि किं गुणैः** ' એ સૂત્ર હૃદયમાં સ્વાભાવિક ગોઠવાઇ

ગયું હોય તેમ સ્થિર થઇ ગયું હતું. મહારાજશ્રી પુરૂષોત્તમજી સ્વામીના શિષ્યો તેમજ મહારાજશ્રી અમીચંદ્રજી સ્વામીના શિષ્યો પણ તેવી જ સ્નેહભરી લાગણીથી, ઉપરી આચાર્ય તરીકે તેમની પ્રતિ જોતા. તેઓ પોતાના શિષ્યો કરે તે કરતાં વિશેષ સેવા-ભક્તિ કરતા હતા. ઘણી વખત તેઓશ્રીને માંદગી થઇ આવતી, ત્યારે સાધુ અને સાધ્વીઓ બની શકે ત્યાંસુધી ખબર મળતાં હાજર થતાં. તે વખતે તેઓ જે સેવા ઉઠાવતાં તે ખરેખર અવર્ણનીય હતી. સંકુચિત હૃદયવાળાને એ પ્રાપ્તિ ક્યાંથી હોય ? જેઓ મારૂં તારૂં કરે, તેઓને જગત્ સંકુચિત હૃદયવાળા તરીકે જુએ છે, ને સાંકડા હૃદયવાળાપર જગતનું હૃદય ખેંચાતું જ નથી. સંપ્રદાયની અંદર બહુ શાખાઓ નહિ હતી, તોપણ થોડી શાખાદ્વારા શિષ્ય-પ્રશિષ્યોની પરંપરા ચાલતી હતી. સાધુ-સાધ્વીઓની પરંપરાને લીધે સ્થળે સ્થળે ગ્રામે ગ્રામે પોતપોતાના માની લીધેલાં સાધુ-સાધ્વીઓપર શ્રાવક-શ્રાવિકાનો સ્નેહ-રાગ થઇ ગયો હતો. જેઓ જે ક્ષેત્રમાં વધારે વખત જાય, ત્યાંના શ્રાવકોને તેઓની પ્રતિ સ્નેહ-રાગ થાય એ સ્વાભાવિક છે.

એવી સ્થિતિ ચાલતી હતી, તેવા વખતે તેઓ પ્રતિ સહજ પણ દૃષ્ટિની કે હૃદયની અરૂચિ કર્યા સિવાય સૌજન્યનાં કિરણો તે વર્ષાવવા લાગ્યા. આકાશમાં નાના નાના તારકો પ્રતિ લોકોનું ધ્યાન ખેંચાય એ સ્વાભાવિક છે, પણ એ ક્યાંસુધી ? જ્યાંસુધી તેજસ્વી ગ્રહ ન દેખાય ને જ્યાંસુધી મીઠાં સ્નિગ્ધ કિરણો રેડતો ચંદ્ર ન મળે ત્યાંસુધી જ ! પણ સૌમ્ય ઉજ્જ્વળ ચંદ્રિકા ફેલાતાં મનુષ્યો તો શું પણ સામાન્ય પક્ષીઓ પણ જેમ ખેંચાય છે, તેમ ધીમે ધીમે એ શ્રાવક વર્ગ ગમે તેમ છતાં એ સૌજન્યનાં સુંદર કિરણો

પ્રતિ ખેંચાવા લાગ્યો હતો. આસપાસ સોયો ગમે તેટલી હોય, પણ એક આકર્ષક લોહચુંબક આવતાં જેમ ઝટ દઈને તેની બાજુએ બધી સોયો ફરી વળે છે, તેમ લોકોનું દિલ પૂજ્યશ્રીના સૌજન્યથી આકર્ષાઇ આવતું હતું. શરૂઆતમાં ( પૂજ્ય પદવી આપવામાં આવી ત્યારે ) મુખ્ય મુખ્ય લોકોનો પ્રેમ તથા ભક્તિભાવ તેઓ પ્રત્યે હતો, પણ વખત જતાં કુદરતની પ્રેરણાથી સઘળાઓનો ભક્તિ ભાવ તથા પ્રેમ વધતો જતો હતો. જાદુગર જેમ પ્રેક્ષકને આંજી નાંખી પોતાની મરજી મુજબ હા કહેવરાવે, તેમ માત્ર તેમના એક સૌજન્યથી લોક અંજાઇ ગયા હતા. શ્રાવક વર્ગ સિવાય અન્ય લોકો-જેઓ સહવાસમાં આવ્યા હતા તેઓ કોઇ પણ કાર્યપ્રસંગે, પ્રશ્નાદિ પૂછવા નિમિત્તે, કંઈ પણ જાણવા નિમિત્તે આવી એ દૃષ્ટિની ને જીહ્વાની મધુરતાથી સંતોષ પામી-આશ્ચર્ય પામી જતા. તેમના પર લોકો ફીદા થઇ જતા. આનંદી ચ્હેરો લોકહૃદયને ફરી ફરી જાગૃત કરતો.

સૌજન્યની સાથે સહૃદયતા એ તેમનો બીજો મહત્ત્વનો ગુણ હતો. સમગ્ર જીવન એ હૃદયમાં ચાલતા અદૃશ્ય ભાવોનું દૃશ્ય, સ્પષ્ટ તથા સ્ફુટ ચિત્ર છે. બુદ્ધિ નિશ્ચય કરે છે, હૃદય તેને નિયમમાં રાખે છે. વિવેકી બુદ્ધિ એટલે સત્સંસ્કારી હૃદયયુક્ત બુદ્ધિ-સહૃદયતા સિવાયનું કેવળ બુદ્ધિબળ કે શરીરબળ સર્વથા ઉત્તમ પરિણામો લાવી શકતું નથી. એકલો બુદ્ધિવિભવ કોઇ વાર માણસને વિવાદે ચઢાવી સંશય તથા અશ્રદ્ધા પ્રતિ દોરી જાય છે. કોઇ વાર તે અસત્ પ્રવૃત્તિના સાધનરૂપ પણ થઇ પડે છે અને અશાન્તિ, ક્ષોભ તથા અજંપો ઉપજાવે છે. પણ બુદ્ધિની પાછળ બુદ્ધિને પવિત્ર બનાવનાર જે સહૃદયતા હોય છે તે જ મનુષ્યને સત્સંસ્કારોથી

સમૃદ્ધ બનાવે છે. બુદ્ધિ પ્રયત્નેવડે વધી શકે છે, પરન્તુ સહૃદયતા તો ઉચ્ચ સંસ્કારોનું જ ફળ હોય છે. પૂજ્યશ્રી રઘુનાથજી સ્વામી આટલો ધર્મપ્રચાર કરી શક્યા, સંપ્રદાયમાં તેમના પવિત્ર જીવનથી નવા સાધુઓનું વિશેષ આકર્ષણ થયું સંપ્રદાયની ખીલવણી થઇ અને સાધુવર્ગનાં દીલ સંપ્રદાયનૌકા સહીસલામત રીતે આગળ ચલાવવા માટે એકત્રિત થયાં, સૌમાં સદસદ્વિવેકબુદ્ધિએ વાસ કર્યો અને ચતુર્વિધ સંઘ અનન્ય ભક્તિભાવવાળો થયો: એ બધું આ ચારિત્ર્યનાયકની પ્રત્યેક કાર્યમાં—પ્રત્યેક વચનમાં પૂર્ણ સહૃદયતાને જ આભારી હતું. તેમના શબ્દો કે કાર્યોની પાછળ જરા પણ દંભ કે દેખાવ વિના પૂર્ણ સહૃદયતા રહેતી અને તે બદલ સર્વ કોઇનો પૂરો વિશ્વાસ હોવાથી તેનું એટલું આકર્ષણ થતું કે સૌ કોઇને તેમનામાં લગભગ વચનસિદ્ધિ કિંવા ઇચ્છાસિદ્ધિનો ગુણ હોવાનું માલૂમ પડતું.

સમાજ, મંડળ કે ધાર્મિક સંસ્થા જે બાંધવામાં આવે છે, તે જરૂર વ્યવસ્થામાં રાખવા માટે જ હોય છે, ને તે માટે નિયમોની—કાયદાઓની જરૂરીયાત હોય છે. મનુષ્યની પ્રકૃતિ સંયોગપરત્વે ઘણી નબળી થતી જાય છે, તેથી બુદ્ધિમાનોએ વિચારથી નિયમોની જરૂર જોઇ છે; છતાં ભૂલ ન થાય એમ કાંઇ બનતું નથી. એટલે મનુષ્ય પ્રકૃતિ નબળાઇને અધીન થઇ ભૂલ કરી બેસે છે. તેમ આ એક ધાર્મિક સંસ્થા હતી, ને તેમાં નાની મોટી ભૂલો સાધુ કે સાધ્વીઓ કરે પણ ખરા; પણ તેની તપાસ કરવામાં પૂજ્યશ્રી કેવું ડહાપણ વપરાતા, એ જોવા જેવો વિષય છે. કોઇ વ્યક્તિને ભૂલ કરતી જાણી તેની પ્રતિ તે એકદમ ધિક્કાર વર્ષાવતા નહિ; તેમ એકદમ આંખમાં અણગમો પણ લાવતા નહિ. તે એમ

માનતા કે મનુષ્ય પ્રકૃતિ ભૂલને પાત્ર છે, પણ તેને સમજાવી શિક્ષણ આપી સુધારવી જોઇએ. **स्खलनं मनुष्याणां धर्मः ।** જ્યાંસુધી પોતાને ખાતરી થાય નહિ કે તેણે ચોક્કસ ભૂલ કરી છે, ત્યાંસુધી એ વાત તે વ્યક્તિને કે બહાર કહેતા નહિ, તેમજ એકદમ ગુન્હેગાર તરફ નાહક તૂટી પડતા નહિ. લોક પ્રકૃતિ ઘણી વિચિત્ર છે, એવું તે જાણતા હતા. આરોપીપરનો આરોપ પુરવાર થાય અને તે 'ગુન્હેગાર'ની પંક્તિમાં આવે ત્યારે જ તે કાંઇ પણ પગલું ભરતા. જ્યારે ચારે બાજુથી તપાસ કરતાં બરાબર માહીતી મળતી, ત્યારે તે ભૂલ કરનાર વ્યક્તિ ગમે ત્યાં દૂર હોય તોપણ પોતાની પાસે બોલાવતા, ને બની શકે ત્યાંસુધી તે વ્યક્તિને ઠંડી રીતે સમજાવતા. ગુન્હેગાર પ્રતિ દયાદષ્ટિથી જોવું એ સજ્જનતાનો વિષય છે, પણ ગુન્હાને જતો કરવો વા દબાવી દેવો એ કાંઇ ન્યાયનો વિષય નથી. ગુન્હેગાર પ્રતિ ન્યાય કરનાર દબદબાથી વર્તે, વા તેને ધમકાવી, બરાબર ચપેટામાં લાવી ગુન્હો મનાવે એ કાંઇ ન્યાય કહેવાય નહિ. ગુન્હેગારને પોતાનો બચાવ કરવા પૂરતી નિર્ભયતા આપવી જોઇએ. આખરે એમ થતાં પણ તે ગુન્હેગાર ખોટી વસ્તુને કોઈ રીતે ઢાંકી નહિ શકે, તે ઢાંકવાને ગમે તેટલો પ્રયત્ન બાહોશીથી કરે, પણ આસપાસનું વાતાવરણ, સંયોગ ને સાક્ષીઓ જરૂર વસ્તુસ્વરૂપ ખુલ્લું લાવી મૂકશે એમ ન્યાય કરવામાં તેઓશ્રી વિવેક-યથાતથ્ય પૃથક્કરણ કરતા. કેટલીક બાબતમાં સાથે એક કે બે વ્યક્તિ કે પછી પ્રસંગના કાર્યને લઇને જરૂરીયાત પૂરતી વધારે વ્યક્તિઓને તે રાખતા, ને કેટલીક વખત પોતે એકલા જ ગુન્હેગારને સમજાવી કાર્ય કરી લેતા. ગુન્હેગારને પોતાની સામે ખાસ શાન્તપણે બેસાડી ગભરાવ્યા કે ધમકાવ્યા સિવાય તે મીઠાશથી પૂરછવાનું

શરૂ કરતા. ટૂંકી કે નાની બાબતનો જલદી ખુલાસો થવા યોગ્ય હોય તો તેવી બાબતોનો તે જલદી નિર્ણય કરી લેતા. પણ કેટલીક વખત જલદી કબૂલ ન થાય તેવી બાબત હોય ત્યારે તેને સમજાવવા ખાસ પ્રયત્ન કરતા, ને એમ પૂછતા કે 'તમોને અમુક ક્ષેત્રમાં ફરતાં કેમ થયું? તમોને ત્યાં કેવી રીતે અગવડો પડી વા સગવડો કેવી રીતે થતી? લોકો સાથે કેવી રીતે કામ પાડતા? તેઓ કયારે કયારે આવતા? બોલવા ચાલવા વર્તવાનો કેવી રીતે વ્યવહાર રાખતા? તમોએ અમુક સાથે કામ પાડયું હતું? અમુક કહ્યું હતું? અમુક મંગાવ્યું હતું?' વિગેરે વિગેરે કહી મૂળ વિષયપર વાર્તા લાવી કહેતા કે "જુઓ! આ પ્રકારે તમોએ કર્યું છે." ત્યારે તે કહે કે "એ બધી વાર્તા ખરી હશે, પણ હું નથી જાણતો; તેમાં હું છું નહિ." આરોપી એ પ્રમાણે બચાવ કરે, ત્યારે પૂજ્યશ્રી સમજી જતા કે આ વ્યક્તિ ગુન્હેગાર છે, અને મનુષ્ય પ્રકૃતિને વશ છે, પોતાની ભૂલ તે કબૂલ નહિ કરે. પછી ગુન્હેગારને તે કહેતા કે, "ઠીક, કાંઇ નહિ; આજે કાંઇ ઉતાવળ નથી. તમો ગભરાઇ ગયા છો વિચારમાં મુંઝાઇ ગયા છો. આજે જાઓ, આવતી કાલે બોલાવીશ, ને પૂછીશ, ત્યાંસુધી તમારા સાચા દિલથી વિચાર કરી જોજો ને પૂછું ત્યારે કહેજો." આમ કહી તે ગુન્હેગારને વિચાર કરવા વખત આપતા. એમ એ વાર્તા બે દિવસ વા ત્રણ દિવસ સુધી લંબાવતા, પણ તુર્ત વાર્તાનો નિકાલ લાવવા 'તડફડ' અને 'ગુન્હો કબૂલ કરો છો કે નહિ' તેમ કરતા નહિ. આટલી ધીમાશ રાખવા છતાં ગુન્હેગાર ગુન્હો કબૂલ કરવા ઠંડું મૂકતો હોય તો પછી તુર્ત તે ખુલ્લું કરી નાંખતા કે, "જુઓ! આ લોકો તરફના તમારી વિરૂદ્ધના ફરિયાદ પત્રો, ઉપરાંત સાક્ષીઓ, ને તેમાં મળતા પૂરાવા સર્વે હાજર છે,

તે છતાં તમારી ભૂલ કબૂલ ન કરો તો તમે કેવળ એવડી ભૂલ કરો છો; ને હવે જરૂર વધારે સહન કરવું પડશે." છેવટે એના નિર્ણય પર આવી જતાં બનતાંસુધી તે પુરાવા ખુલ્લા ન મૂકતા, પણ ગુન્હો કબૂલ થાય તેવાં સઘળાં સાધનો તૈયાર થતાં ગુન્હેગાર સહજે ગુન્હો કબૂલ કરતો, અને ત્યારે જ પ્રાયશ્ચિત્તાદિ દંડ આપીને તેને શુદ્ધ કરવામાં આવતો; પણ જ્યાંસુધી કબૂલ ન થાય ત્યાંસુધી ગમે તેમ દબાવી, ધમકાવી દંડ આપવો એ વિવેક વા રીતિ શાસ્ત્રોક્ત નથી. મનુષ્ય પ્રકૃતિ કદાચ ભલે એમ માની બેસે કે ઉતાવળ કરી જેમ તેમ કબૂલ કરાવો એટલે બસ છે, વા તો જ સત્તાનું સાર્થક્ય છે, પણ ખરેખર એ અન્યાય છે, તેમ એ હિત નથી ને સત્ય પણ નથી ગુન્હેગારને પોતાને ભૂલ જોતાં શિખવાડવું જોઇએ, ને પોતાનો ગુન્હો પોતે બરાબર સમજે, ને કબૂલ કરે ત્યાંસુધી અવકાશ બરાબર આપવો જોઇએ. જ્યારે સઘળી તરફથી ગુન્હો કબૂલ થયાના સંયોગો મળે, ને તે પોતે ગુન્હો કબૂલ કરે ત્યારે તે દંડપાત્ર બને છે. ગુન્હેગાર ગુન્હાને પાત્ર થયો છે, એવું બરાબર લોક તરફથી કે પત્રોથી, કે આસપાસના ખબરોથી, ને તે વ્યક્તિના ચ્હેરાપરથી જ્યારે માલૂમ પડતું, ત્યારે તેમણે ક્યારે પણ ગુન્હાને જતો કર્યો હોય એવું બનતું નહિ. ગુન્હેગાર રડી પડે એવો પણ સંભવ છે. તે વખતે તે દયાપાત્ર બને છે. પણ દયા ખાઇ શિક્ષા ન કરવી એ ખરો–સત્ય ન્યાય નથી. ખરી વસ્તુ એ હતી કે ગુન્હો સાબીત થયા પછી ગમે તેવા કટાક્ષો આસપાસ કરવામાં આવતા, અસહ્ય વિરોધ ઊભા થતા, કદાચ અંગત વૈર થવાના સંયોગ લાગતા, સંપ્રદાયને હચમચાવી નાંખે તેવું બળ વપરાતું, પણ પૂજ્યશ્રી ક્યારે ભયાકુળ થઇને એવા ગુન્હેગારોને જતા કરતા નહિ. ઠંડા પેટે અડગ-

પણે રહી ન્યાયપુરઃસર જે કાંઇ હોય તે પોતે કર્યે જતા. ક્યારેક ક્યારેક એવા પ્રસંગો ઊભા થતા કે લોક કહેતા કે 'આ આખું બંધારણ હવે તૂટી પડવાની તૈયારીમાં છે. આમ કર્યે શું ક્યારે પણ ચાલવાનું હતું ?' તોપણ પૂજ્યશ્રી તેવા શબ્દને સાંભળતા નહિ અને સાંભળતા તો ધડકતા નહિ. ન્યાય કરવા સાથે તે એટલી શક્તિમત્તા-હીંમત પણ રાખી શકતા હતા, પણ નબળા પોચા થઇને તે નમતું મૂકતા નહિ. ગુન્હો સાબીત કરી આપનારી બાજુ ગમે તેટલી ઉતાવળ કરે, એમ પણ બોલે કે ' પૂજ્યશ્રી ઘણા ઢીલા છે, ગુન્હેગારને ફાવતું થાય તેમ કરે છે વિગેરે વિગેરે, ' પણ જ્યાંસુધી દયા ખાવાનો વિષય હોય, યથાતથ્ય કારણો મળ્યાં ન હોય, ગુન્હેગાર દૂર હોય, ત્યાંસુધી તે કદિ ઉતાવળ કરતા નહિ. કદાચ યથાતથ્ય સાબીતી ન થતાં ગુન્હેગાર છૂટી જાય એ ઇષ્ટ છે, પણ બીનગુન્હેગાર ખોટા પૂરાવાથી સપડાય એ ક્યારે પણ ઇષ્ટ નથી, એ એમનો અડગ સિદ્ધાન્ત હતો. ગુન્હે-ગાર બાજુ એમ પણ બોલવા તૈયાર હતી કે, ' પૂજ્યશ્રી જે ઝાલે છે, તે છોડતા નથી, તેમ જીદ કરે છે, વિગેરે ' પણ તેઓશ્રી જાણતા હતા કે જ્યારે સહન કરવાનું આવી ઊભું રહે છે, ત્યારે એવા લોકો એવું બોલે એ સ્વાભાવિક છે, પણ તેથી કરીને જતું કરવું, ને સંઘને કલંકિત કરવો એ શું ઇષ્ટ છે ? મતલબ એ હતી કે પક્ષપાતી, સ્વાર્થી, વિરોધી બાજુને તેઓશ્રી કેટલીક વખત કડક લાગતા પણ જ્યારે એ બાજુ પોતાનું પોકળ જોતી ને લોકમાં હાસ્યાસ્પદ બનતી, ત્યારે તેને પોતાની ભુલ પોતાની આંખે આવતી હતી. લોકોને તે માયાળુ ને કોમળ લાગતા, તેથી લોકો ધારતા હતા કે પૂજ્યશ્રી બહુ જ નરમ છે, કાંઇ કહે નહિ; પણ જેઓ સપડાયા હોય, તેઓને પૂછ્યું હોય તો માલૂમ પડે કે તેઓશ્રી ઘણા કડક છે. ચંદ્રવિકાશી

પુષ્પો—કમળોને ચંદ્ર પ્રિય લાગે છે, પણ તે જ ચંદ્ર પોતાના વિરોધી પુષ્પો વા પ્રાણીઓને ઘણો કર્કશ લાગે છે. તેમજ તેઓશ્રીને માટે બનતું હતું.

ગુન્હેગારનો ન્યાય તોળનારે એક વાત મુખ્યત્વે કરીને યાદ રાખવા જેવી હોય છે. ગુન્હો કરનાર જો કાંઇ પણ લાજમાં-ભારમાં રહેતો હોય તો તેને કડકાઇવડે કેવળ નિર્લજ્જ બનવાની તક ન આપવી એટલેકે તેના લજ્જાના ગુણને એવી રીતે ખીલવવો કે જેથી તે સુધારાપર આવવા લાગે. એકવાર લજ્જા ખોઇ સમાજમાં હલકા પડી જવાયું, એટલે પછી તે માણસનું પતન બહુ ઉતાવળે થવા લાગે છે. તેના મગજ ઉપરનો લજ્જા કે ભયનો કાબૂ દૂર થઇ જતાં તે ખુલ્લી રીતે દુર્ગુણી બનવામાં સંકોચ પામતો નથી. અધિકારીઓએ આવા અપરાધીઓની સાથે બહુ કડક વર્તન ચલાવ્યું હોય તેના પરિણામે જ એ માણસનું પતન આટલું વેગયુક્ત તથા ત્વરિત થાય છે. જો તેની લજ્જાલુતા, વિનયશીલતા ઇત્યાદિ ગુપ્ત રહેલા ગુણોને પુષ્ટિ આપતાં તેને તેના અપરાધને માટે દંડ દેવા છતાં આશ્વાસન આપ્યું હોય અને પુનઃ એ અપરાધ નહિ કરવાને યોગ્ય ઉપદેશ આપવામાં આવ્યો હોય તો એ માણસને માટે સુધરવાનો અવકાશ રહેવા પામે છે. આ નિયમ અપરાધીઓની તપાસ કરનારાઓએ ખાસ લક્ષમાં લેવા જેવો છે અને પૂજ્યશ્રીનો પણ તે જ નિયમ હોવાથી કેટલાકોને તેમનામાં ઢીલાપણું દેખાતું. વસ્તુતઃ એ ઢીલાપણું નહોતું પરન્તુ અપરાધીને વિશેષ દુર્ગુણી નહિ થવા દેતાં તેને સુધરવાની તક આપવા માટે વાપરવામાં આવતી સહાનુભૂતિ તથા કાળજી હતી.

મનુષ્યને સેવા કરાવવી જેટલી પ્રિય હોય છે, તેટલી સેવા કરવી પ્રિય હોતી નથી. શિષ્ય બુદ્ધિમાં સેવા કરવી એ સ્વાભાવિક

છે, ને શિષ્યો સેવા કરે એ પણ યોગ્ય છે; પણ મહત્ પૂજ્ય પદવી પ્રાપ્ત થયા પછી પણ સેવા કરવાની વૃત્તિ રહે એ સાધારણ બાબત નથી. જોકે તેઓશ્રીએ પોતાના ગુરૂશ્રીની સેવા અવર્ણનીય કરી હતી, અને તેમાં તેમણે કાંઇ વધારે કર્યું લેખાય નહિ, પણ વખત આવ્યે પોતાના શિષ્યોની પણ તેમણે એવી જ સેવા કરી હતી. કોઈ શિષ્ય રોગથી નરમ થાય ત્યારે તેની સેવા કરવી, તેને આરામ આપવો, તેનો ઔષધોપચાર કરવો વિગેરે કાર્ય રોગી પાસે રહેલા મનુષ્યની ખાસ ફરજરૂપ છે. જો તે કાર્યને જતું કરવામાં આવે, તો તે રોગી માણસની દુર્દશા થયા વિના રહેતી નથી. એક બાજુથી દર્દી દર્દથી રીબાતો હોય, ને બીજી બાજુએ માવજત કરનારનો અભાવ હોય, તો તેથી તે માણસ કેટલો વધારે દુઃખી થાય ? એ વખતે પાસે રહેનારના મગજમાં જો દયા ને સુજ્ઞતા હોય તો જરૂર તે માણસની માવજત કરીને યથાયોગ્ય ઔષધાદિ તથા ઔપચારિક મદદ કરીને તેના દુઃખ મટાડવાનો તે પ્રયત્ન કરે. રોગી વ્યક્તિ એ અથાગ દુઃખમાં સારવાર ને માવજતથી કૈંક દુઃખને ઓછું થયેલું જાણી કંઇક આરામ પામે ને શાતાનો અનુભવ કરે, તે વખતે એનું હૃદય કેવો આનંદ પામે છે ?

૧૯૫૦ ના વર્ષમાં વઢવાણમાં પૂજ્યશ્રી ચાતુષ્માસ રહ્યા હતા, તે વખતે તેઓના શિષ્ય મોહનલાલજી મહારાજ ભાદ્રપદ માસની લગભગમાં માંદા થઇ ગયા હતા. તેમને શરીરે સખ્ત વા આવ્યો હતો, એટલે શરીર સજ્જડ થઇ ગયું હતું. હાથ, પગ વિગેરે ફરી શકતા નહિ. હાથમાં ને ખભામાં સખ્ત ચસ્કા આવતા. તે વખતે બીજા બે શિષ્યો સેવા કરવામાં હતા, પણ તે વખતે તેમની સારવાર કરવામાં પૂજ્યશ્રીએ ઘણો ભાગ લીધો હતો. રાત્રિમાં ને દિવસમાં

વખતો વખત પાસે માવજત કરનારની જરૂર પડતી. કોઇ પણ માણુસ થાકી જાય, શ્રમિત થઇ જાય, તે વખતે પૂજ્યશ્રીને એક બાજુથી તાવ આવતો, ને બીજી બાજુએ આ કાર્ય કરવાનું હતું. ચાતુષ્માસ પૂર્ણ થયા પછી તો કેટલાક સાધુઓ ને સાધ્વીઓ આવી પહોંચ્યાં અને કૈંક આરામ આવી ગયો, એટલે થોડા સાધુઓ આસપાસનાં ગામોમાં ફરવા ગયા. એટલામાં મહારાજશ્રી અમીચંદ્રજી સ્વામી માંદા થઇ ગયા. વઢવાણથી ત્રણ ગાઉ દૂર ટીંબામાં તે બહુ માંદા થઈ ગયા હોવાની ખબર વઢવાણમાં મળી કે તુર્ત જ પૂજ્યશ્રી ત્યાંથી ચાલતા થયા. સાથે એક શિષ્યને રાખ્યો. તે એટલી ત્વરાથી ચાલ્યા કે સાંજ થતાં થતાં ટીંબામાં આવી પહોંચ્યાં. પાછળથી શ્રાવક વર્ગ ઘણો આવ્યો હતો. મહારાજશ્રી અમીચંદ્રજીને સ્હવારમાં ત્યાંથી વઢવાણ તરફ લીધા. તેમનાથી ચાલી શકાતું નહિ, તોપણ એક ખભાનો ભાગ પૂજ્યશ્રીના ખભાપર મૂકીને એક બાજુએ લાકડીના ટેકાથી મહા મહેનતે ને ઘણા વખતે ટીંબાથી વઢવાણસુધી તેઓ માંદા માંદા આવ્યા. તેઓની સેવામાં જે શ્રમ પૂજ્યશ્રીએ ઉઠાવ્યો હતો, તે પણ અવર્ણનીય હતો. મતલબ એ હતી કે સેવા કરવી એ પૂજ્યશ્રીના દિલને પોતાની ફરજ લાગતી હતી. મહત્ પદવી મળતાં પોતે સેવ્ય અને બીજા સેવક બને એ તેમને ઇષ્ટ લાગતું નહિ, તેથી પોતે પણ જીવનપર્યંત એક સેવકજ રહ્યા હતા. પરદુઃખને ન જાણવું ને માત્ર મુખે વાર્તા જ કરવી એ કાંઈ સહૃદયતા નથી. અગણિત દયા દિલમાં હોય તે કોઇ પણ પ્રસંગ પડતાં કાર્યમાં મૂકવી જોઇએ, અને એજ સેવાધર્મ સાચવ્યો ગણાય. યુવાન વયમાં એક શિષ્ય તરીકે પોતાના ગુરૂને ખીચડીનો દૂધમિશ્રિત રસ પાઇ પોતે તેના કૂચા–ઉચ્છિષ્ટ જમવામાં આનંદ માનનાર સાધુની સેવાપ્રિયતાની

વૃત્તિ ઉત્તરોત્તર વિકાસ પામે તેમાં શું આશ્ચર્ય છે? જીવનની ઉત્ક્રાન્તિની કોટિ આવા જરૂરી વિષયથી શરૂ થાય છે.

**सेवा लाघवकारिणी** એવું જે કહેવાય છે તે ઉદર નિમિત્તે પારકાની સેવા–ચાકરી–નોકરી કરવી તેને લાગુ પડે છે. પરન્તુ પોતાની ફરજ સમજીને દુઃખીની, દીન જનોની, દર્દીની, વૃદ્ધોની સેવા ઉઠાવવી એવી સેવાને માટે તો કહ્યું છે કે **सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः ॥** યોગીઓને પણ અગમ્ય એવો સેવાધર્મ લઘુતા લાવનારો નહિ પણ આત્માની ઉત્ક્રાન્તિ કરાવનારો જ લેખાય છે. **ભર્તૃ**હરિ કહે છે કે સંત પુરૂષોની પરિચર્યા કરવી એ યોગ્ય છે, પછી ભલે તેઓ સદુપદેશનું કથન કરતા ન હોય; તેમની સામાન્ય વાતો પણ શસ્ત્રરૂપ જ હોય છે–તેમના સામાન્ય વાર્તાલાપમાંથી પણ ઘણું બોધક તત્ત્વ મળી આવે છે. જૈન ધર્મમાં સેવાનું અપૂર્વ માહાત્મ્ય કહેલું છે જે પૂજ્યશ્રી રઘુનાથજી સ્વામીના ધ્યાનની બહાર નહોતું. ઉત્તરાધ્યયન સૂત્રમાં કહેલું છે કે—

**वैयावच्चेणं भंते जीवे किं जणइ ।**
**वैयावच्चेणं तिथ्थयरनामगोयं निबंधइ ॥**

અર્થાત્—હે ભગવંત! વૈયાવચ્ચ–સેવા કરવાથી જીવ શું ફળ ઉપાર્જે? ભગવંત કહે છે કે વૈયાવચ્ચે કરીને જીવ તીર્થંકર નામ ગોત્ર કર્મ બાંધે. સેવા ધર્મનું આટલું માહાત્મ્ય જે ધર્મમાં કહેલું હોય તે ધર્મનો વિસ્તાર કરવા માટેનું નાયકપદ ધરાવનાર પૂજ્યશ્રી એ ધર્મને માત્ર લુખ્ખી રીતે ઉપદેશીને જ નહિ બેસી રહેતાં પ્રસંગ આવ્યે પોતાની જાતે આચરી બતાવે તો તેમાં શું આશ્ચર્ય છે?

એક ઉચ્ચ પ્રકારનો અને મનુષ્યમાં અતિ આવશ્યક સદ્દગુણ ક્ષમાનો છે. એ સદ્દગુણ વિના માણસનું જીવન કેવળ શુષ્ક, ચિંતા-

યુક્ત અને દુઃખી બની જાય છે, તો પછી એ ગુણની ત્યાગીઓને જરૂર હોય એમાં શી નવાઇ છે? એ ગુણની જરૂર છે ખરી, પણ તમોગુણના પ્રાબલ્યથી એ ગુણ વિરલ મનુષ્યો જ સાધી શકે છે. મનુષ્ય સ્વભાવમાં પ્રકૃતિથી અસહનશીલતા હોય છે તેથી કોઈ પણ તરફથી કાંઇ પણ અપ્રિય સાંભળવામાં આવતાં તે ગુણ ઉછળી પડે છે. તેના મનને જાણે બ્રહ્માંડ તૂટી પડયું એવું લાગે છે. મનુષ્યો કહે છે કે બધુંયે સહન થાય પણ ખરાબ શબ્દો કોઈ રીતે સહી શકાતા નથી. કર્ણકટુક ને અપ્રિય શબ્દો કર્ણમાં અથડાતાં ગમે તેવો ડાહ્યો કે સુજ્ઞ માણસ પણ અકળાઇ જાય છે, અને જવાબ વાળવા ઘણા ખરાબ—અપ્રિય શબ્દો સામા વેરે છે; પણ તેના હૃદયનો ઉકળાટ કે ઉગ્રતા કોઈ રીતે શાન્ત થતાં નથી. તેને મન ' મારૂં કે મરૂં ' એટલેસુધી પણ વૃત્તિ ઉશ્કેરાય છે. જગતમાં રહેનારા ને જગત અંદરની ( સ્વાર્થને લીધે થએલી, આપ—લે કરવાથી થએલી) જવાળાઓ સહન કરવી પડે એ સ્વાભાવિક છે; પરન્તુ જેઓ જગતથી—સંસારથી ખસી ગયા છે, તેઓને પણ એ જવાળાએ છોડયા નથી, એટલે જયારે જવાળાઓના તણખાઓ શરીરપર પડે છે, ત્યારે તેઓને શમાવવા, ને શરીરને બળવા ન દેવું, એ કાંઇ ઓછું દુર્ઘટ નથી; સાધુઓ સંસારથી-સંસાર સ્વભાવથી ખસી ગયા છે, તોપણ વિરોધી લોકો પોતાનો સ્વાર્થ ન સધાવાને લીધે, તેઓ ઉપર ક્રોધની ઉષ્ણ જવાળાઓ કહાડે છે. તે વખતે સાધુતા રાખવી એટલે ક્ષમા રાખવી એ કાંઇ ઓછી મુશ્કેલી નથી. પ્રસંગ ન પડયે સહજે ક્ષમા સધાય છે, પણ સામી બાજુથી સંયોગો ઊભા થતાં શીતળ પાણીની માફક ઠંડા રહેવું એ જ કટાકટીનો વખત છે. ક્ષમાશીલ પુરૂષો અસહ્ય કટાકટીના વખતને પણ જીતી શકે છે. પૂજ્યશ્રી રઘુ-

નાથજી સ્વામીમાં એવી ક્ષમાશીલતા હતી તેમ કહેવામાં જરાએ અતિશયોક્તિ જણાતી નથી. એક વખત એક સ્થળે આ પૂજ્યશ્રી હતા ત્યારે એક સ્થળથી શ્રાવક આવી મહા ક્રોધાવેશમાં બોલવા લાગ્યો. બોલતાં બોલતાં તેણે કહ્યું કે, "આવા સાધુને લીલા કાંટાથી બાળી નાંખીએ તોપણ પાપ ન લાગે." આવા શબ્દો જ્યારે સીધા કર્ણપુટમાં પડયા ત્યારે તેમને કેવું લાગ્યું હશે ? અન્યદર્શનીના શબ્દો કદાચ સહન થાય, પણ સ્વદર્શનીના શબ્દો કર્ણ ફાડી નાંખે તેવા સહન કરવા એ ઓછું દુષ્કર નથી. એ વખતે જીહ્વામાંથી શું નીકળે પણ આંખની ભ્રમર પણ તેઓશ્રીએ ફેરવી નહિ ! આ વાર્તા જાણનાર પાછળથી તદ્દન વિસ્મય પામી ગયા હતા. તેમનામાં આ ગુણ ન હોત તો શું આ શબ્દો તેમનાથી સહન થતે ?"

**नरस्याभरणं रूपं, रूपस्याभरणं गुणः ।**
**गुणस्याभरणं ज्ञानं, ज्ञानस्याभरणं क्षमा ॥**

મનુષ્ય પ્રકૃતિમાં સ્વાર્થ એટલી હદે રહ્યો છે કે પોતાનો અર્થ ન સરતાં, પોતાનું ધાર્યું ન થતાં, સામો માણસ નાદાન છે એમ એના મગજમાં આવી જાય છે; પછી પોતે નાદાન શબ્દો વેરવા માંડે છે. આમ એક પ્રસંગે જ બન્યું હતું એમ નહિ, પણ એવા કેટલાએ પ્રસંગો તેમને વીતાડવા પડયા હતા.

એક વખત પૂજ્યશ્રી એક ઉપાશ્રયમાં વ્યાખ્યાન આપતા હતા, જે વખતે એક શ્રાવકે પોતાનાં સાધુ–સાધ્વી ઉપરના દોષની તપાસ થઇ તેથી ઉશ્કેરાઇ જઇ મેડીપરના પૂજ્યશ્રીના સાધુઓ સમક્ષ બોલવા માંડયું. તેણે અવિવેક ને અવિનયના શબ્દો વેરવા માંડયા. તે વાર્તા તેઓશ્રીની સમક્ષ શિષ્યોએ જાહેર કરી, ને તે વાર્તા શ્રાવક મંડળમાં ફેલાઇ પણ ગઇ. આ વખતે આખો શ્રાવક વર્ગ ઉકળી ગયો, ને ધાંધલ

થવા તથા છિન્ન ભિન્ન થવા વખત આવ્યો; પણ પૂજ્યશ્રીએ કહ્યું કે, "એ વાર્તાને ભૂલી જાઓ. મને પોતાને જરા પણ એથી દુઃખ થતું નથી, તો પછી તમો શામાટે એથી હૃદયમાં દુઃખ ખેંચી લ્યો છો? મનુષ્ય સ્વભાવ હમેશાં એવો જ હોય છે. પોતાનું ધાર્યું ન થાય એટલે જરૂર મનુષ્ય પ્રકૃતિ કલેશ વ્હોરે છે, ને તેને અંગે ગમે તેમ ઘડીભર બોલી નાંખે છે, પછી જરૂર સત્ય સમજાતાં પોતાના વિચારને તે ફેરવે છે, ને પોતાની ભૂલ તેની આંખે આવે છે. માટે આવી અસંતોષની સ્થિતિ ઊભી કરવા ન ઇચ્છો ને તમો સર્વ તદ્દન શાન્ત થઇ જાઓ." મતલબ કે તે વખતે પૂજ્યશ્રીએ પોતે શાન્ત રહી બીજાને પણ શાન્ત પાડયા. શું એ ઉપરથી નથી સમજાતું કે જો હૃદયે હૃદયમાં ન જોયું હોત તો એ ક્ષમા કેવળ અસંભવિત હતી? અંતરના અવાજ સિવાય-અંતરના દુર્ભેદ્ય ભેદો ત્રૂટયા સિવાય આવી ક્ષમા હોઇ શકે નહિ. ઘણાઓ કહી રહ્યા છે, પણ કરી રહેલા કેટલા જણાતા હશે? સ્વાર્થનિષ્ટ આત્માઓ, જગતમાં દિવ્ય પુરૂષોની કીંમત આંકતા નથી. તેમને તે મહાપુરૂષોની ઉત્તમતા જણાતી નથી. તેઓ પોતાની કાળાશને લીધે ઉજ્જ્વલતામાં પણ કાળાશ જુએ છે. સ્વાર્થમાં ડૂબી જનારને જગતમાં સ્વાર્થ વગરનાં કોઈ હશે, એવો ખ્યાલ ન આવે. નાદાન પુરૂષો હમેશાં ઉત્તમ પુરૂષને તાવે છે, સતાવે છે, પણ તેઓ કયારે પ્રકૃતિની વિરૂદ્ધમાં જતા નથી. કહ્યું છે કે,

घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चारुगंधम् ।
दग्धं दग्धं पुनरपि पुनः कांचनं कान्तवर्णम् ॥
खण्डं खण्डं पुनरपि पुनः स्वादु चैवेक्षुदण्डम् ॥
न प्राणान्ते प्रकृतिविकृतिर्जायते ह्युत्तमानाम् ॥

અર્થાત્—જેમ જેમ ચંદનને ઘસવામાં આવે, તેમ તેમ વધારે ને વધારે સુવાસ આપે છે. સુવર્ણને જેમ જેમ અગ્નિમાં તપાવવામાં આવે, તેમ તેમ તે વધારે તેજસ્વી થાય છે. ઇક્ષુ (શેરડી)ને જેમ જેમ કાપવામાં આવે, તેમ તેમ તે વધારે સ્વાદિષ્ટ રસ આપે છે; કારણ એ જ છે કે મહાપુરૂષો પ્રાણાન્ત થતાં પણ પોતાની પ્રકૃતિને વિરૂપ કરતા નથી.

મતલબ કે આ ક્ષમા ગુણથી ઘણી વખત સ્વદર્શની, કે કદાચ અન્યદર્શની દુર્જનતા પકડી નિંદા કે કટુકતા વાપરતા, તોપણ આ મહાપુરૂષ શાન્ત થઇ જતા, ને મગજને ઉકળવા નહિ દેતા. તેઓ સારી રીતે જાણતા હતા કે મનુષ્ય સ્વભાવ એવો છે, એટલું જ નહિ, પણ દેવ સ્વભાવ પણ એવો જ છે; પોતાનું ધાર્યું ન થતાં–પોતાનો અર્થ મતલબ ન સરતાં અન્યને દુષ્ટ કહી, નાદાન કહી, ખરાબ કહી, પોતાના પેટને તેવા જનો ઠંડું પાડે છે.

આ ઉપરથી જોઇ શકાશે કે ક્ષમા ધારણ કરવી અને તમોગુણ ઉપર જય મેળવવો એ સહેલી વાત નથી અને સામાન્ય પુરૂષોમાં એ ગુણ ભાગ્યે જ જોવામાં આવે છે. જેઓએ ષડ્રિપુ ઉપર વિજય મેળવ્યો હોય, મનને તથા ઇંદ્રિયોને સંયમમાં રાખ્યાં હોય, એવા વીર નરો જ ક્ષમાનો ગુણ ધારણ કરી શકે છે અને તેટલા માટે જ **क्षमा वीरस्य भषणम्** લેખાય છે તે યથાર્થ છે.

એવો જ ઉત્તમ ગુણ પૂજ્યશ્રીમાં ઔદાર્યનો હતો. કોઇ જનો અન્ય સંપ્રદાયના હોય, વા અન્ય ગુરૂઓના હોય, વા અન્ય મંડળના હોય તોપણ તેઓ પરાયા છે એવી સંકુચિત વૃત્તિ તે ક્યારે પણ ધરાવતા નહિ. તે સારી રીતે જાણતા હતા કે, મનુષ્ય માત્ર હમેશાં પોતાની પ્રકૃતિથી વહેંચાએલા જ રહેવાના; ક્યારે પણ એક

હાથ તળે તેઓ આવી શકે નહિ; કારણકે પ્રકૃતિમાં ભિન્નતા છે, ને અનંતતા છે. વિધ વિધ રંગની શોખીન છતાં અમુક પ્રકૃતિને અમુક રંગ જ વધારે પસંદ આવે છે ! પોતાની પ્રકૃતિને લીધે કોઇ કાળા રંગને પસંદ કરે છે, ત્યારે કોઇને લાલ, કોઇને આસમાની, ને કોઇને તદ્દન શ્વેત (ધોળો) રંગ પસંદ પડે છે અને બીજા રંગો તેને ખરાબ લાગે છે. તેમજ જનસમાજ પણ સ્વભાવ, ગુણ વા ધર્મની વિવિધતાની વ્હેંચણીથી વ્હેંચાઇ ગયો છે. સ્વભાવ, ગુણ વા ધર્મના જેવા જેવા રંગોમાં માણસ રહેલ હોય તેને તેવા ગુણ, સ્વભાવ, વા ધર્મવાળા મનુષ્યો ગમે છે. તેથી વિરૂદ્ધ વા બીજી બાજુના મનુષ્ય પ્રત્યે તે અપ્રસન્નતા દર્શાવે છે, ને તે ગુણ, ધર્મ, સ્વભાવ સારા નથી, પણ ખોટા છે, એમ માની બેસે છે. તેના મગજની માન્યતાઓ-ધારણાઓ તેને પોતાની મરજી પ્રમાણે ચલાવે છે-નચાવે છે. આથી જ વિરૂદ્ધ બાજુમાં ઘણા અસંતોષો, ધિક્કારો, અણગમાઓ, મનુષ્ય માત્ર બતલાવી રહ્યા છે, ને પોતાની સાનુકૂળ બાજુમાં સંતોષ, આનંદ વા પ્રસન્નતા દર્શાવે છે. જેઓ જગતના રહસ્યને જાણી રહ્યા છે, તેઓને મને આ નાટકનો દેખાવ ક્યારે ક્લેશરૂપ ન લાગે, ને તેમાં આ મારૂં ને આ પરતું એવી ભાવના પણ ન કરે; છતાં સંયોગ પરત્વે જે જે સ્થિતિ હોય તેને યથાતથ્ય સમજી વર્તનમાં વિરોધ ન આવે તેમ નભાવી લે. એને મન આખું જગત્ કુટુંબરૂપ ભાસે છે.

**अयं निजः परो वेत्ति, गणना लघुचेतसाम् ।**
**उदारचरितानां तु, वसुधैव कुटुम्बकम् ॥**

આ ઉદારતાથી-સહુ કોઈ પ્રતિ માયાળુ દષ્ટિથી જોવામાં પૂજ્યશ્રી આનંદ માનતા હતા. ગમે તે હોય, પણ પોતાની પાસે

આવનાર પ્રતિ તેઓ ક્યારે પણ ભેદદષ્ટિ લાવીને ઉતરાઈથી જોતા નહિ, એવા એક એક ગુણનું બારીકીથી અવલોકન કરનારને એ ગુણો કેવા છે, એ ખ્યાલ આવી શકતો. સામાન્ય દષ્ટિથી જોનારને ભાગ્યેજ એવો અનુભવ થવા પામે.

એ મહાપુરૂષમાં એક ગાંભીર્યનો ગુણ પણ એવો જ દીપતો હતો. એમનું દિલ એટલું ગહન હતું કે, ખાસ નિકટના પરિચયીઓ પણ કેટલીક વાતો જાણવા ઇચ્છતા, પણ જે વાર્તા બહાર મૂકતાં કોઈ પણ વ્યક્તિ વિષે મનુષ્ય પ્રકૃતિ ખરાબ અભિપ્રાય બાંધી દે તેવી વાર્તા તેમનું દિલ ઘણી સંભાળપૂર્વક સાચવી રાખતું. સામાન્ય રીત્યા મનુષ્ય પ્રકૃતિ વાર્તાને ઝીલી રાખી સાચવી રાખવામાં ઘણી નબળાઇ બતલાવે છે, એટલે કે કોઇની વાર્તા પકડી લઇને બહાર કેમ મૂકવી એવા ઉતાવળીઆ-ઉછાછળા વિચારવાળી હોય છે; પણ ગંભીરતા તો તે જ કે જે આંખે ઘણું દેખે, તેમ કર્ણે ઘણું સાંભળે, પણ વગરવિચાર્યે બહાર મૂકે નહિ. મનુષ્ય જાતિ હમેશાં મોટાઇ ઇચ્છે છે, પણ મોટાઇમાં શા સદ્ગુણો હોવા જોઇએ, વા તેને કેમ મેળવવા વા કેમ તેનો સંગ્રહ કરવો એ સંબંધી પૂરૂં ધ્યાન આપવાને મનુષ્ય જાતિ અવકાશ લેતી નથી. એ વિચારણા એક મહાપુરૂષમાં જ ખીલતી હોય છે. તેઓ જ ગંભીરતા મેળવી શકે છે. આ મહાપુરૂષ પાસે એવા ઘણા સાધુ સાધ્વીઓની હકીકતનો પ્રસંગ બનૈ પણ એકની વાર્તા બીજા પાસે ગઇ હોય એવું ક્યારે પણ બનતું નહિ. તેઓશ્રીને પ્રાયશ્ચિત્તાદિ દંડ સાધુઓને આપવાનો હોય પણ તે વાર્તા બહાર મૂકવાલાયક ન હોય તો તે મૂકતા નહિ. શાસ્ત્રમાં કહ્યું છે કે કોઇ વ્યક્તિ પોતાની ભૂલ યથાતથ્ય આચાર્ય પાસે કહી આવે, પણ આચાર્યે તે વાર્તા ક્યારે પણ બહાર મૂકવી

નહિ જોઇએ. વાર્તા બહાર ન મૂકવાનો યોગ સંગ્રહ કરવો જોઇએ. આ રહસ્ય પૂજ્યશ્રીના હૃદયમાં આરપાર ઉતરી ગયું હતું. મનુષ્ય પ્રકૃતિ ભૂલને અધીન છે, ભૂલ થવા સંભવ છે, પણ તે વાર્તા અનિષ્ટ મનુષ્યો જાણે, ત્યારે એક વાર ભૂલ કર્યા બાદ પસ્તાઇને સુધરી જવાનો સંકલ્પ કરનાર નિરાશ થાય છે અને તેનો સંકલ્પ ડગી જાય છે. આ કારણથી એવા પ્રકારનું રહસ્ય આચાર્યે ખરેખર જાણવું જોઇએ. પણ અન્ય જનો પાસે ઉચ્ચારવું ન જોઇએ. આવી બાબતમાં કેટલાકો કેટલીક વખત ગચ્છથી-તેઓશ્રીથી જુદા થઇ ગયા પણ હશે, પણ તે વાર્તાની સ્પૃહા તેઓશ્રી રાખતા નહિ.

આવા એક એકથી અધિક ઉત્તમ ગુણોથી પૂજ્યશ્રીનું ચારિત્ર ઘડાયું હતું. મૂળ ગુણો અહિંસા, સત્ય, આચાર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ વિગેરેએ તેમના ચારિત્રને ઉદ્દીપન કર્યું હતું.

એ પંચ મહાવ્રત તેમણે સ્થૂળ નહિ પણ સૂક્ષ્મ રીતે પાળ્યાં હતાં અને એ જ તેમના અલૌકિક આંતર્ જીવનનો પાયો હતો. એ વ્રતોના યથાર્થ સેવનથી તેમનામાં જે અદ્‌ભુત ગુણોનો નિવાસ થયો હતો તે ગુણોમાંના થોડા મુખ્ય ગુણોનું જ વિવેચન આ આંતર્ જીવનમાં કર્યું છે. અધ્યાત્મકલ્પદ્રુમમાં કહ્યું છે કે—

**ते तीर्णा भववारिधिं मुनिवरास्तेभ्यो नमस्कुर्महे ।**
**येषां नो विषयेषु गृध्यति मनो नो वा कषायैः प्लुतम् ॥**
**रागद्वेषविमुक्प्रशान्तकलुषं साम्याप्तशर्माद्वयम् ।**
**नित्यं खेलतिचात्म संयमगुणाक्रीडे भजद्भावनाः ॥**

**અર્થાત્**—જે મહાત્માઓનું મન ઇન્દ્રિયોના વિષયમાં આસક્ત થતું નથી, કષાયોથી વ્યાપ્ત થતું નથી, રાગદ્વેષથી વિમુક્ત રહે છે, જેણે પાપકાર્યોને શાન્ત પમાડયાં છે, જેણે સમતાવડે અદ્વૈત સુખ

પ્રાપ્ત કરેલ છે, અને જે ભાવના ભાવતું ભાવતું સંયમ ગુણોરૂપી ઉદ્યાનમાં હમેશાં ખેલે છે—આવા પ્રકારનું જેમનું મન થએલું છે તે મહામુનીશ્વરો આ સંસારસમુદ્ર તરી ગયા છે અને તેમને અમે નમસ્કાર કરીએ છીએ.

આવા મુનિવરને બે હાથ જોડીને નમસ્કાર કરવાની દૈહિક ક્રિયાથી જ નમસ્કાર કરનારનું કલ્યાણ થાય છે એમ કોઇએ સમજવાનું નથી, પરન્તુ નમસ્કાર કરવાની સાથે એ મુનિવરના અદ્દ્ભુત ગુણોનું ધ્યાન ધરી એ ગુણોને અંતર્માં ઉતારી તેનું અનુકરણ કરવું એ જ ભવ્ય જીવોને કલ્યાણકારક છે; તેટલા માટે જ પૂજ્ય મુનિવરના આ આંતર્ જીવનના અગાધ જળમાં સ્નાન કરી તે વડે મનનો મેલ વિસર્જન કરી ભવિકો સદાચારતત્પર બને એ જ પરમ પવિત્ર ભાવના ભાવી વિરમું છું.



# પરિશિષ્ટ.

## વંશવૃક્ષ.




* હાલમાં તેઓશ્રી પૂજ્યપદવીપર વિરાજે છે. × ગતાયુઃ થયા.

\+ સંપ્રદાય છોડી ગયા.

# આ પુસ્તકના અગાઉથી થએલા ગ્રાહકોનાં નામ.

**૪૬૭ અમદાવાદ.**

૫૧ પરી. ખેમચંદ જવેરચંદ
૫૧ શા. ભગવાનદાસ તરભોવનદાસ
૫૧ બહેન ગજી તે શા.વાડીલાલ મગનલાલની દીકરી
૩૧ શા. કચરાભાઇ સેરાભાઇ
૩૧ શા. આત્મારામ માણેકલાલ
૨૫ શા. સોમચંદ હરીલાલ
૨૫ શેઠ કેવળભાઇ ત્રીભોવનદાસ
૨૧ શા. મહાસુખરામ ગુલાબચંદ
૨૦ વકીલ ત્રીકમલાલ ઉગરચંદ
૧૫ શા. કેશવલાલ છોટાલાલ
૧૧ શા. ઘેલાભાઇ મહાસુખરામ
૧૧ શા. છગનલાલ વનમાળીદાસ
૧૦ શા. મોતીલાલ દલસુખરામ
૧૦ શા. રંગજીભાઈ મલીચંદભાઇની ઓરત
બાઇ લખમીબાઇ
૧૦ શા. ગીરધરલાલ પાનાચંદની ઓરત
બાઇ નવી
૧૦ શા. મોતીલાલ કેશવલાલ
૧૦ શા. મગનલાલ ગોપાળદાસ
૧૦ બહેન ઝબક તે શા. કુંવરજીભાઇ
ખેતીશીભાઇની દીકરી
૫ શા. હીમતલાલ ગીરધરલાલ કેવળદાસ
૫ શા. ડાહ્યાભાઇ ચુનીલાલ
૫ શા. જમનાદાસ નારણદાસ
૫ શા. દેવચંદ ચુનીલાલ
૫ શા. ઘેલાભાઇ અમૃતલાલ
૨ શા. મુળચંદભાઈ ચુનીલાલ
૨ શા. અમરતલાલ કેશવલાલ
૨ શા. ઘેલાભાઇ પરશોતમદાસ
૨ શા. મફતલાલ ગણપતરામ
૨ શા. ગીરધરલાલ દલસુખરામ

૨ છગનલાલ સામળદાસ ભાવસાર
૨ શા. જીવાભાઇ કાળીદાસ
૨ શા. પુનમચંદ હેમચંદ
૨ નગીનદાસ ત્રીકમદાસ
૨ શા. ઘેલાભાઇ કસ્તુરચંદ
૧ શા. તલકચંદ મોહનલાલ
૧ શા. આત્મારામ નાનાલાલ
૧ શા. સોમચંદ પીતાંબરદાસ
૧ શા. સાંકળચંદ ત્રીભોવનદાસ
૧ શા. નાથાલાલ મગનલાલ
૧ શા. વરજીવનદાસ ઊમેદરામ
૧ શા. નગીનદાસ હઠીસંગ
૧ શા. ધહેલાભાઇ રતનચંદ
૧ શા. નગીનદાસ જુઠાભાઇ
૧ શા. જેશીંગભાઈ નહાનચંદ ગોધાવીવાળા
૧ શા. ભીખાભાઇ પીતાંબરદાસ તલાટી
૧ શા. નરોત્તમદાસ ઉમેદરામ
૧ શા. કેશવલાલ દેવચંદ
૧ શા. પોપટલાલ મોહનલાલ
૧ શા. પરસોતમદાસ દીપચંદ
૧ શા. ઘેલાભાઈ અમરચંદ
૧ શા. મહાસુખરામ કાળીદાસ
૧ શા. ત્રીકમલાલ સાંકળચંદ
૧ શા. મણીલાલ પીતાંબરદાસ

## ૧૦૧ કલોલ.

૧૧ શા. ડોસાભાઇ પીતાંબરદાસ
૧૧ શા. છગનલાલ પરશોતમદાસ કેવળદાસ
૧૧ શા. નાથાલાલ ઉમેદચંદ
૫ એક ગૃહસ્થ
૫ શા. રતનચંદ વરજીવનદાસ
૫ શા. મગનલાલ જેસીંગભાઇ
૫ શા. તરભોવનદાસ જેચંદ
૫ શેઠ કેશવલાલ મગનલાલ
૪ શા. પ્રેમચંદ છગનલાલ ડોસાભાઇ
૪ શા. સોમચંદ મગનલાલ
૪ વકીલ ચુનીલાલ મગનલાલ
૩ શા. જમનાદાસ દલસુખરામ

૨ શા. મોહનલાલ જેઠાભાઇ
૨ શેઠ મણીલાલ તલકચંદ
૨ શા. સામળદાસ પરશોતમદાસ
૨ શા. નાથાલાલ છગનલાલ
૨ શા. પ્રાણલાલ લલ્લુભાઇ
૨ શા. જમનાદાસ અમુલખદાસ
૨ શેઠ ચુનીલાલ મગનલાલ
૧ શા. વનમાળીદાસ લલ્લુભાઇ
૧ શા. મનસુખલાલ છગનલાલ
૧ શેઠ જમનાદાસ ડોસાભાઇ
૧ શેઠ લલ્લુભાઇ હરજીવનદાસ
૧ શા. નગીનદાસ સાંમળદાસ
૧ શેઠ કુંવરજીભાઇ મગનલાલ
૧ શા. છોટાલાલ નરસીદાસ
૧ શેઠ મોહનલાલ મગનલાલ
૧ શા. હરગોવનદાસ તારાચંદ
૧ ઉમેદભાઇ હરજીવનદાસ
૧ જેસીંગભાઇ અમથાભાઇ

૧ વકીલ સુખલાલ રાજપાળ
૧ શેઠ નાનચંદભાઈ અમથાભાઇ
૧ શા. કેશવલાલ પરશોતમ

## ૧૦૨ વઢવાણ શહેર.

૧૦ શા. ઝુંઝાભાઇ વેલસીભાઇ
૬ વહોરા હરજીવન સુંદરજી
૫ શા. છગનલાલ ઝુંઝાભાઇ
૫ શા. ગોકળદાસ લઘુભાઇ
૪ શા. ઉકાભાઇ મુળચંદ
૨ મગનલાલ ગુલાબચંદ
૨ કોઠારી વીરપાળ વર્ધમાન
૨ હીરાચંદ માણેકચંદ
૨ વહોરા માણેકચંદ વખતચંદ
૨ ગાંધી છગનલાલ દેવચંદ
૨ અચરંજ દેવકરણ
૨ શાંતીલાલ હીમજીભાઈ
૨ વોરા પોપટલાલ જેચંદ
૨ વોરા વાડીલાલ જેચંદ

૨ દોસી ખીમચંદ જવેરચંદ
૨ ચુનીલાલ ત્રીભોવનદાસ
૨ વોરા થાવરભાઇ ભાઇચંદ
૨ વોરા થાવરભાઈ ભાઇચંદ
૨ છગનલાલ લધુભાઇ
૨ શીવલાલ માણેકચંદ
૨ વોરા સુખલાલ શીવલાલ
૨ શેઠ દોલાભાઇ ખુશાલદાસ
૨ શા. મોહનલાલ છગનલાલ
૨ રાયચંદ ગોબરદાસ
૧ ચુનીલાલ લક્ષ્મીચંદ
૧ સંઘવી મગનલાલ કેશવજી
૧ શા. કાનજી જસરાજ
૧ શા. ગુલાબચંદ મગનલાલ
૧ દોસી જીવણભાઈ ઘેલાભાઇ
૧ સંઘવી કાનજી ધનજી.
૧ દોસી શીવલાલ રાયચંદ
૧ શા. નાગરદાસ લાલચંદ
૧ સયાણી ઓધડભાઇ હરચંદ

૧ સયાણી હરખચંદ દેવસીભાઈ
૧ નરસીભાઈ હરખચંદ
૧ સંઘવી કેશવલાલ છગનલાલ
૧ ચુડગર સુખલાલ તલકશી
૧ વોરા ત્રીભોવન વ્રજપાલ
૧ કોઠારી માણેકચંદ ગુલાબચંદ
૧ શા. ન્યાલચંદ મગનલાલ
૧ શા. રતનસી ગાંગજીભાઇ
૧ શા. શીવલાલ દીપચંદ
૧ શા. નાગરદાસ મોહનલાલ
૧ વોરા મગનલાલ ગુલાબચંદ
૧ ત્રીભોવન ઓધડભાઇ
૧ શા. નારણભાઇ ભુદરદાસ
૧ સંઘવી મગનલાલ કેશવજી
૧ શા. નાગરદાસ અબજીદાસ
૧ શા. મગનલાલ હકમચંદ
૧ દોસી વીરચંદ સુરચંદ
૧ ગાંધી નથુભાઈ લાડકચંદ
૧ શા. લલુભાઇ હકમચંદ

૧ શા. કસ્તુરભાઈ ટોકરદાસ
૧ શા. મગનલાલ વર્ધમાન
૧ બહેન વીજી તુલસીભાઈ
૧ બહેન સમરથ છગનલાલ
૧ બાઇ ભુરી ઓગાણુવાળી
૧ બહેન સકરી સુખલાલ

## ૪૦ વીરમગામ.

૨૫ બહેન ચંદન શા. માણેકચંદ પીતાંબરસની દીકરી
૧૦ શા. ઝવેરભાઇ કુંવરજીભાઇ
૫ માસ્તર ડાહ્યાભાઇ હરગોવનદાસ

## ૧૭ પ્રાંતીજ.

૫ શા. કાળીદાસ દલસુખરામ
૨ પરી. માણેકલાલ મફતલાલ
૧ શા. ભીખાલાલ
૧ લીલાચંદ ઝવેરદાસ
૧ શા. શીવલાલ દેવચંદ
૧ ગણપતરામ હીરાચંદ

૧ ઘેલાભાઇ કેશવલાલ
૧ બહેન રેવા શા. નારણદાસ પ્રેમચંદ
૧ શા. બહેચરદાસ હંસરાજ
૧ શા. લલુભાઈ નરસીદાસ
૧ બહેન રેવા દલપતરામ ઘેલાભાઇ
૧ પરી. સાંકળચંદ મહાસુખરામ

## ૪૩ કડી.

૨૧ ભાવસાર દલસુખભાઈ માનચંદ
૫ ભાવસાર મનસુખભાઇ ડોસાભાઇ
૫ ભાવસાર ભલાભાઇ નાગરદાસ
૨ શા. હરીલાલ લાલજીભાઇ
૨ ભાવસાર જેશીંગભાઇ ડોસાભાઇ
૨ ભાવસાર દલસુખ શામળદાસ
૨ ભાવસાર વાડીલાલ નાથાલાલ
૨ શા. મણીલાલ દામોદરદાસ
૧ ભાવસાર જેઠાભાઈ ભુદરદાસ
૧ ભાવસાર નાનાલાલ શામળદાસ

## ૨૨ વડોદરા.

૧૦ શા. બહેચરભાઇ માનચંદ વણછરાવાળા
૨ શેઠ ધરમચંદ ચુનીલાલ
૨ શા. હીરાલાલ જમનાદાસ
૨ શા. કસ્તુરચંદ ઝવેરચંદ
૨ ઝવેરી મગનલાલ મોહનલાલ
૧ શેઠ ગોરધનદાસ છોટાલાલ
૧ શા. મણીલાલ લાલચંદ
૧ જીવણલાલ મોતીલાલ
૧ રણછોડદાસ ભાઇચંદ

## ૨૧ વઢવાણ કેમ્પ.

૨ તલસાણીયા કંચનલાલ મોનહલાલ
૨ દોશી કસ્તુરચંદ હરચંદ
૧ મોદી કલ્યાણભાઈ જસરાજભાઇ
૧ દોસી લેરાભાઈ ભિકાભાઇ
૧ શા. ફુલચંદ ચતુરભાઇ
૧ દોશી માણેકચંદ વીરચંદ
૧ શા. ચત્રભુજ જસરાજ
૧ વોરા હેમચંદ મહાદેવ નગરાવાળા
૧ વોરા મગનલાલ કરસનદાસ
૧ શા. દીપચંદ ડુંગરસી
૧ ગોસલીયા ભિજમસી ભાઇચંદ દેદાદરાવાળા
૧ શા. કરસનદાસ કેશવજી મુળીવાળા
૧ મગનલાલ રણછોડદાસ
૧ શેઠ જીવણલાલ મુળજીભાઇ
૧ ગોસળીયા હીરાચંદ દેવચંદ
૧ ગાંધી સુખલાલ ગોકળદાસ
૧ શા. છગનલાલ ચતુરદાસ
૧ જાદવજી ઓઘડભાઇ સદાદવાળા
૧ શા. કાળીદાસ કેશવજી

## ૨૦ સાયલા.

૫ શ્રી દરીયાપુર સ્થાનકવાસી જૈન સંઘ
૧ શા. શીવલાલ વર્ધમાન
૧ રા. રા. પોપટલાલ સોમચંદ રેવન્યુ કાર-
ભારી સાહેબ
૧ શા. દુલભભાઈ કાળુભાઇ

૧ શા. જગજીવન ગુલાબચંદ
૧ શા. સોમચંદ નાનજીભાઇ
૧ શા. શીવલાલ હીરાચંદ
૧ શા. મગનલાલ વર્ધમાન
૧ શા. મોતીલાલ શીવલાલ
૧ શા. હીરાલાલ નથુભાઇ
૧ શા. ગોપાળજી ઓઘડદાસ
૧ શા. ધનજીભાઇ માવજીભાઇ
૧ શા. મણીલાલ છોટાલાલ
૧ ગોસળીયા વીરચંદ ગોબરદાસ
૧ શા. જેચંદ કુંવરજી
૧ શા. ત્રીભોવનદાસ મુળચંદ

## ૩૧ મુંબાઇ બંદર.

૫ શા. નગીનદાસ અંબારામ કલોલવાળા
૫ ડૉકટર મનસુખલાલ તારાચંદ મુળીવાળા
૫ શા. ચીમનલાલ ચતુરભાઇ અમદાવાદવાળા
૫ ગોસળીયા જીવણલાલ કમળશી
વઢવાણ શહેરવાળા

૫ શા. માણેકલાલ ગીરધરલાલ
શ્રી અમદાવાદવાળા
૨ શા. મનસુખલાલ ઓઘડભાઇ જસાપુરવાળા
૧ શેઠ. કસળચંદ રામજીભાઇ થાનવાળા
૧ શા. રતીલાલ અમુલખ લીંબડીવાળા
૧ શા. મણીલાલ છગનલલાલ સાયલાવાળા
૧ વોરા ઠાકરસી ભુરાભાઇ ઝીંઝુંવાડાવાળા

## ૧૦ બેરાલી.

૧ શ્રી સ્થાનકવાસી જૈન સંઘ
૧ દોશી વર્ધમાન નાગરદાસ
૧ શેઠ ત્રીકમભાઇ અમરશી
૧ સંઘવી શીવલાલ દામોદરદાસ
૧ શેઠ હરીચંદ અબજીભાઇ
૧ સંઘવી ચતુરદાસ મકનજીભાઇ
૧ શેઠ ગોકળદાસ કલ્યાણજી
૧ સંઘવી મણીલાલ પરસોતમદાસ
૧ શા. સુખલાલ તળશીભાઇ
૧ શા. સુખલાલ લાલચંદ

### ૯ ઓગાણુ.

૨ મહેતા કેશવજી રવચંદ
૨ શા. ચુનીલાલ લાલચંદ
૨ શા. મોહનલાલ તરભોવનદાસ
૧ મહેતા આશારામ ઝવેરદાસ
૧ મહેતા રંગજીદાસ લક્ષ્મીચંદ
૧ દોશી ચુનીલાલ સંગજી

### ૯ ચોરવડોદરા.

૨ શા. લાલચંદ હરજીવનદાસ
૨ શા. જેઠાલાલ કીશોરદાસ
૧ શા. વખતચંદ જેચંદ
૧ શા. મગનલાલ ખુસાલદાસ
૧ શા. પુંજાભાઇ ટોકરદાસ
૧ શા. ભુરાભાઈ પરભુદાસ
૧ શા. છોટાલાલ અમથાલાલ

### ૭ ગોધાવી.

૨ શા. ફત્તેચંદ લલ્લુભાઇ
૨ શા. ગીરધરલાલ નથુભાઇ
૨ શા. કેશવલાલ દીપચંદ
૧ શા. કાળીદાસ લવજીભાઇ

### ૯ સરખેજ.

૫ શા. પુંજાભાઇ માણેકચંદ
૨ શા. પોપટલાલ રણછોડદાસ
૧ શા. છગનલાલ ઊમેદરામ
૧ ભાવસાર ગફુરભાઇ ગંગારામ

### ૪ વીસલપુર.

૧ શા. અમથાભાઇ ત્રીકમલાલ
૧ મોદી દોલતરામ જેઠીદાસ
૧ શા. અમુલખ શોભાગચંદ
૧ શા. અનોપચંદ કરમચંદ

### ૭ પાટણ.

૩ ભણસાલી જેઠુભાઇ હરચંદ
૨ ભણસાલી ડાહ્યાભાઇ ખુબચંદ
૧ ભાવસાર ભુદરદાસ છગનલાલ
૧ ભાવસાર હરગોવનદાસ લક્ષ્મીચંદ

## ૬ ખેરવા.

૨ શા. કપુરચંદ ચતુરદાસ
૧ શા. રણછોડદાસ લાલચંદ
૧ શા. ગીરધરલાલ જમનાદાસ
૧ શા. પાનાચંદ માનચંદ
૧ શા. મંગળદાસ ચતુરદાસ

## ૫ મેથી.

૨ શા. નેમચંદ મોહનલાલ
૨ શા. વીરચંદ હરજીવનદાસ
૧ શા. ત્રીભોવનદાસ હીમચંદ

## ૧૦ રાજપર.

૩ શા. નાગરદાસ બુટાભાઈ
૩ ધ્રુવ મગનલાલ ઓધાભાઈ
૧ શા. ચતુરભાઈ હીરાચંદ
૧ ગોસળીયા કાળીદાસ નથુભાઈ
૧ શા. તલકશી મોરારદાસ

૧ શ્રી સ્થાનકવાસી જૈન સંઘ

## ૯ લીમલી.

૫ સંઘવી હરખચંદ ઓઘડભાઈ (ગાંગજી-
ભાઈ માવજીભાઈવાળા)
૨ સંઘવી તળસીભાઈ માવજીભાઈ
૧ ગાંધી વીરચંદ કાળુભાઈ
૧ શા. પોપટલાલ ગોવનજીભાઈ

## ૪ ઝેઝરા.

૧ શા. સાંકળચંદ છગનલાલ
૧ શા. મણીલાલ રતનશી
૧ શા. શીવલાલ મલુકચંદ
૧ શા. ચતુરભુજ કુંવરજીભાઈ

## ૨ ધમાવા.

૨ શા. મણીલાલ ઓધાભાઈ

## ૨ ખોરજ.

૨ મોદી જેઠાભાઈ કુંવરજી



# શ્રી જૈન થોક સંગ્રહ.

## ભાગ ૧ લો.

### મૂલ્ય માત્ર ૧૨ આના.

આ પુસ્તકમાં જૈન તત્ત્વજ્ઞાનના ૩૧ થોકડા તથા શ્રી ભક્તામર સ્તોત્રનો અર્થ સાથે સંગ્રહ કરવામાં આવ્યો છે. પુસ્તકનું કદ ૩૫૦ પૃષ્ટનું છે. તે પાકા પૂંઠાંથી બાંધેલું છે અને જ્ઞાનના ફેલાવાના હેતુથી મૂલ્ય પડતર કરતાં પણ ઓછું રાખવામાં આવેલું છે. તેમાં દાખલ કરવામાં આવેલા થોકડાનાં નામ નીચે મુજબ છેઃ—

૧ શ્રી નવતત્ત્વ
૨ પચીશ ક્રિયા
૩ છ કાયના બોલ
૪ પચીશ બોલ
૫ સિદ્ધદ્વાર
૬ ચોવિશ દંડક
૭ આઠ કર્મની પ્રકૃતિ
૮ ગતાગતિ
૯ છ આરાના ભાવ
૧૦ દશદ્વારનાં જીવસ્થાનક
૧૧ તેત્રિશ બોલ
૧૨ નંદિ સૂત્રમાંથી પાંચ જ્ઞાનનું વિવેચન